# શીઘ્રધ્વનિલેખન-પદ્ધતિ

## પુસ્તક બીજું

---

## ગુજરાતી



વાસુદેવ સીતારામ બેન્દ્રે

ૐ તત્સત્

અખિલ હિન્દી ભાષાઓને માટે

# શીઘ્રધ્વનિલેખન પદ્ધતિ

પુસ્તક બીજું

# ગુજરાતી


વાસુદેવ સીતારામ બેન્દ્રે ( મેડલિસ્ટ )

એણે

ધિરજલાલ પરભુલાલ મહેતા, બી. એ., એસ. ટી. સી. ડી.


ની મદદથી તૈયાર કીધી છે.


પુણે શહેર

૧૯૨૭

કિંમત અઢી રૂપીયા

# ખુલાસો

મારું શીઘ્રધ્વનિલેખન પદ્ધતિનું મરાઠી ભાષાનું પહેલું પુસ્તક સને ૧૯૨૨ માં પ્રસિદ્ધ થયું. ત્યાર પછી ગુજરાતી માટે બીજું પુસ્તક પ્રસિદ્ધ કરવા મારી ઇચ્છા થઈ પણ અનેક મુશ્કેલીઓને લીધે આજ સુધી તે કામ પાર પડયું નહિ. આજે મને એ તક મળી તેથી સમાધાન થયું છે.

મરાઠી પુસ્તક પ્રસિદ્ધ કર્યા પછી આ વિષય વિષે પુષ્કળ જાગૃતિ થઈ હોય એમ મને લાગે છે. પરંતુ મારે ખેદ સાથે કહેવું જોઈએ કે અંગ્રેજી ભાષાની લઘુલેખન પદ્ધતિ જાણનારાઓએ – અને વિશેષ કરીને 'પિટમન' પદ્ધતિ જાણનારાઓએ – પોતાની દ્રષ્ટિ દેશી ભાષા માટે જરૂર હોણારી પદ્ધતિનો સર્વ બાજુ તરફથી વિચાર ન કરતાં કેવળ આગળથી ચાલી આવેલી પદ્ધતિમાં સંક્ષિપ્તતા કરવાના તત્વો અને મારી દેશી ભાષાની પદ્ધતિમાંનાં તત્વો તરફ રાખી હતી. ખાસ કરીને અંગ્રેજી ચિત્રભાષા, અને હિંદી સ્વરવિશિષ્ટ અને પ્રત્યયાંત ભાષાની વાકયરચનામાં અથવા વાકયમાંના શબ્દોનો પરસ્પર સંબંધમાં-ના ભિન્નતા ઉપર કોઈનું લક્ષ ખેંચાયું નથી. ચિત્રભાષાની લઘુલેખન પદ્ધતિમાં ચિત્રભાષાનુરૂપ તત્વોનો ઉપયોગ જેટલા સહેલાઈથી કરવામાં આવે છે, તેટલા સહેલાઈથી તેનો પ્રત્યયાંત ભાષાઓની શીઘ્રધ્વનિલેખન પદ્ધતિમાં ઉપયોગ કરવો મુશ્કેલ છે. ઠરાવેલા ચિત્રમાં સ્પષ્ટ કરેલા શબ્દો બીજા કોઈ ઠરાવેલા ચિત્રમાં તેને સ્પષ્ટ કરવા ધાર્યા હોય તો તે શકય નથી. કારણ તે શબ્દોના વાકયોમાંના બીજા શબ્દોનાં સંયોગથી જુદાં રૂપ થતાં નથી. પરંતુ પ્રત્યયાંત ભાષાંનું સ્વરૂપ ઘણું જુદું છે. શબ્દો મૂળ રૂપમાંથી ઠરાવેલા નિયમપ્રમાણેજ ઘડાયલા હોય છે, અને તેનો ઉપયોગ અને વાકયમાં તેની અવસ્થા તેને ઠરાવેલા નિયમપ્રમાણે જોડાએલા પ્રત્યયથીજ મુકરર થાય છે. એથી કરીને મૂળ રૂપ માટે કોઈ પણ ચિત્ર આપ્યું હોય તો તે શબ્દોના ઉપયોગથી જુદાજુદા રૂપો જે

થાય છે તેને જુદીજુદી ચિત્રાકૃતિઓ આપવી અશક્ય છે. અર્થાત્ જે પદ્ધતિથી એટલે પ્રત્યય પદ્ધતિથી આ શબ્દોને વાક્યમાં રચવામાં આવે છે, તેજ પદ્ધતિથી તે શબ્દો વાક્યોમાં રહે, એવીજ વ્યવસ્થા કરવી જરૂરની છે. સારાંશ, અંગ્રેજી અથવા અંગ્રેજી જેવી બીજી કોઈ ચિત્ર-ભાષા, અને ડચ, જર્મન અથવા હિંદી એવી પ્રત્યયાંત ભાષા એવી બે જાતની ભાષાને માટે શીઘ્રધ્વનિલેખન એકજ તત્વોપર રચવી અશક્ય છે. અર્થાત્ જે તત્વો ચિત્રભાષાનુસાર હોય છે તે તત્વોનો ઉપયોગ પ્રત્યયાંત ભાષા માટે થઈ શકતો નથી. જેથી કરીને સંક્ષિપ્તો અને વાક્પ્રચારો વિષે જે મતભેદ મારી નજરે પડ્યો તે ભૂલભરેલો હતો એ સ્પષ્ટરીતે સર્વ લોકો આગળ મુકવા મને જરૂર પડી હતી. આથીજ **हिंदी शीघ्रध्वनिलेखनपद्धतिना मूलतत्त्वो** किंवा **स्टेनोग्राफी फॉर इंडिआ** (Stenography for India) એ નામનું પુસ્તક સને ૧૯૨૧ માં પ્રસિદ્ધ કર્યું. એથી લોકોની વિચાર-પદ્ધતિમાં પુષ્કળ ફેર પડેલો જોઈને સંતોષ થાય છે. આ પુસ્તક લખતાં હું બે બાબતનો ખાસ વિચાર કર્યો છે. પહેલી ઉપર દર્શાવેલો ભૂલભરેલો મતભેદ દૂર કરવા માટે ચિત્રભાષા અને પ્રત્યયાંત ભાષાના મૂલતત્વો સમજાવ્યા છે. અને બીજી મારી પદ્ધતિ શીખનારાઓને શીઘ્રધ્વનિલેખન પદ્ધતિના મૂલતત્વો અને તેના અભ્યાસ માટે આવશ્યક હોણારી બાબત વિષે માહિતી આપી છે. એટલું તો હું ખાત્રીથી કહી શકું કે અન્ય કઈ પદ્ધતિ શીખતાં પહેલાં મારા આ પુસ્તકમાંનાં તત્વોનો અભ્યાસ થાય તો તેથી મારીજ નહીં પણ બીજી કોઈ પણ પદ્ધતિ શીખતાં અઘરૂં પડશે નહિ. એ પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે. કારણ સર્વ હિંદી ભાષામાં ખર્ચના અભાવે તે લખી શકાય એમ નથી. માટે જેને અંગ્રેજી ન આવડતું હોય તેણે બીજા કોઈ પાસે સમજી લેવું એવી અગત્યની સૂચના કરૂં છું.

ગુજરાતી માટેનું પુસ્તક સને ૧૯૨૨ ની સાલમાં લખાઈને તૈયાર હતું. પરંતુ આ પદ્ધતિનો પ્રત્યક્ષ અનુભવ લીધા વગર પુસ્તક બહાર ન પાડવું એમ લાગવાથી થોડો વખત થોભી જવું પડયું હતું. સને ૧૯૨૫ માં મહેરબાન ગાયકવાડ સરકારે આ પદ્ધતિને ઉત્તેજન આપવા

ઠરાવ કર્યો. એ પદ્ધતિ શીખવવાની શરૂઆત કલાભુવનમાં કરવામાં પણ આવી. પરંતુ ત્યાં શીખવવાથી કાંઈ ખરો અનુભવ મળવાની આશા ન હતી. તેથી વડોદરા રાજ્યના મહેરબાન દિવાણ સાહેબ સર મનુભાઈએ બે નાયબ ફોજદાર મારી તરફ શીખવાને રવાના કર્યા. જેથી આ પદ્ધતિનું પરિણામ મને સમજાયું. આ મદદ કરવા માટે હું એમણે અને રાવબહાદુર બી. એ. ધાડગે પોલીસ કમિશનરનો આભાર માનું છું. બંને નાયબ-ફોજદાર અઢી મહિનામાં ૧૨૫ શબ્દો એક મિનિટમાં લખવા લાગ્યા અને તા. ૧૨ આગષ્ટ ૧૯૨૫ રોજે રા૦રા૦ કૃષ્ણલાલ સુરજરામ વકીલ, એમ. ઈડી. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે એઓની પરીક્ષા લઈ એવો અભિપ્રાય દર્શાવ્યો કે.—

"I have great pleasure in testifying to the satisfactory work produced by the two Naib Fouzdars deputed.........At my examination held at Poona on August, 12, they showed not only sufficient speed (of about 125 words a minute) in shorthand writing to dictation but also in unravelling their shorthand script and rewriting the passages dictated in the ordinary Gujarati script. I have therefore no hesitation in recommending................................."

ત્યાર પછી એક મહિનાની અંદરજ એ બંને જણ એક મિનિટમાં ૧૫૦ શબ્દો બોલનારા બોલે અથવા વાંચનારા વાંચી શકે એટલી ઝડપથી લખવા લાગ્યા. બે વર્ષ સુધી તેમણે વ્યાખ્યાનો ઉતારવાનો ક્રમ રાખી અને હજુ તેજ કરે છે. રોજ અભ્યાસ ન થવા છતાં ભાષણો ઉતારવામાં બીલકુલ અડચણ પડતી નથી એમ એ લોકો જણાવે છે. એથી ઉલટું ગુજરાતીસિવાય બીજા હિંદી અને મરાઠી ભાષણો પણ ભૂલવગર ઉતારી શકે છે. હવે આજ બે વર્ષ પછી તેમના અધિકારી રાવ બહાદુર ધાડગે, વડોદરાના પોલીસ કમિશનર, મને આ પ્રમાણે લખે છે.—

"........Your system of tuition in Vernacular Stenography is found to be very greatly successful in as

much as the two students that my department had entrusted to you have turned out to be well equipped with the art, and are reported to be able to note down and reproduce speeches of lecturers of different speed of delivery. It seems, therefore, that your system is based on sound principles and will no doubt coach up students in the art very well.........a student who has learnt Gujarati stenography under your instructions is also able to reproduce, with equal skill, the speeches in Hindi, Marathi as well, ........ I think this is a special advantage of your system which, as I am told, is based more on phonetic principles than on technicalities and might well be said to be an improvement over the current English stenography which is scarcely useful in such variajated ways. ........" જે વખત આ વડોદરાના વિદ્યાર્થીઓ મારા પાસે ભણતા હતા, તે વખત મારા નામાંકિત મરાઠી લઘુલેખક મિત્રો, અને 'ડેલી મેલ'ના તથા બીજા પ્રેસના રિપોર્ટર્સ હમેશા આવી, એ વિદ્યાર્થીઓનું લખાણ જોતા હતા. એ લખાણ ઘણા ઝડપાથી લખ્યા છતાં, સ્પષ્ટ, પૂર્ણ, એક લીટીમાંથી બીજા લીટીમાં ન ગુંતાયેલું, અને એ શિવાય, લખેલો મજકૂર તાબડતોબ વાંચી બતાવ્યાથી, ઉપર લખેલા મારા મિત્રોને મારી પદ્ધત કેટલી ફાયદેકારક છે એની ખાત્રી થઈ. તેમજ લઘુલેખન કલામાં થોડા દાડાં અગાઉ લખેલો મજકૂર વાંચી બતાવવા વિદ્યાર્થીઓને ઘણો પ્રયાસ પડે છે, એ વાત ઉપર રિપોર્ટર્સએ ચોકસ ધ્યાન રાખી મારા વિદ્યાર્થીઓને મહિના દોડ મહિના અગાઉ લખેલો મજકૂર વાંચવા દીધો તેમાં મારા વિદ્યાર્થીઓ એવો મજકૂર તાત્કાલિક, કોઈ જાતની અડચણ ન ભાસતાં, વાંચી બતાડ્યો. એથી ઉપર લખેલા મારા મિત્રોને મારી પદ્ધતિ યશસ્વી અને ઘણી સમાધાનકારક લાગી, ઘણો સંતોષ થયો છે. ઉપરના

અનુભવપરથી મારી પદ્ધતિ વ્યવહારિક અને બંધબેસતી છે કે નહિ એ બાબત વાદ ઉપસ્થિત થવાનું કારણ રહેલું નથી. તે માટે આ ચોપડી, વધારે વખત ન ગમાવતાં; તાબડતોબ પ્રસિદ્ધ કરૂં છું.

મરાઠી પુસ્તક લિથોપર છાપવામાં ઘણી અડચણો નડી હતી. જેથી એ પુસ્તક જેટલું સારૂં છપાવું જોઈએ એટલું સારૂં છાપી શકાયું નહી. તેથી આ વખત બ્લૉક પાડીને પુસ્તક છપાવવું એમ વિચાર કર્યો. પરંતુ આ રીતે પુસ્તક છાપવાનો ખરચ મોટો હોવાથી તેમજ અનુભવ ન હોવાથી પુષ્કળ મુસ્કેલીઓ ઉભી થઈ. ટાઇપનું માપ, મારા મૂળ લખાણનું માપ અને બ્લૉક કરનારાની ફોટોગ્રાફીની કાંઈક ઠરાવેલી પદ્ધતિ એમાં એકીકરણ ન રહેવાથી કેટલેક ઠેકાણે આ છપાઈમાં વિકૃતાવસ્થા નજરે પડે છે. પરંતુ અનેક ભૂલો સુધારી છપાઈ કૌશલ્યથી જેટલી સુંદર કરવા શકય હતું તેટલી સુંદર કરવાની ત્રાસદાયક મહેનત મારા મિત્ર વિજય પ્રેસના માલિક શ્રીયુત અનંત સખારામ ગોખલેએ લીધી છે. પરંતુ થોડી ભૂલો રહી જવી શકય છે. તેમજ મને ગુજરાતી પ્રુફ સુધારવાની ટેવ ન હોવાથી આ પુસ્તકમાં જે થોડી ઘણી ભૂલો રહી ગઈ છે તે દરગુજર કરશો એવી આશા છે. આ પુસ્તક છાપવામાં મને શ્રી॰ ગોખલેએ જે મદદ કરી છે તે મદદ માટે હું તેમનો બહુ આભારી છું.

જાહેર પ્રજા તરફથી આ પુસ્તકને જોઈએ એટલું ઉત્તેજન મળશે તો મારો પ્રયાસ સફળ થયો એમ હું સમજીશ.

दत्त जयंति,
ता॰ ८ दिसेंबर, १९२७

वा. सी. बेंद्रे



# શુદ્ધિપત્ર

| પૃષ્ટ | લીટી | | | |
|---|---|---|---|---|
| ૨ | ૧૩ | પહેલો 'દ્' મુકી દેવો. | | |
| ૪ | ૨૧ | 'તેથી' | ના બદલે | 'તેની' |
| ૯ | ૮ | 'મોઠેથી' | ,, | 'મોટેથી' |
| ૧૧ | ૫ | '+દ્(અ)' | ,, | '+દ્(અ)' |
| ૨૧ | ૯ | 'મોઠા' | ,, | 'મોટા' |
| ૨૮ | ૧ | 'થોડી' | ,, | 'થોડો' |
| ૩૫ | ૭ | 'પેહલુ' | ,, | 'પહેલું' |
| | ૧૫ | 'શ્રોત્રાઓનાપર' | ,, | 'શ્રોત્રાઓપર' |
| ૩૬ | ૧૬ | 'દ્વિરૂક્તિમાં' | ,, | 'દ્વિરૂક્તિના' |
| ૪૨ | ૧૧ | 'સ્ત્રીલીંગનો' | ,, | 'સ્ત્રીલીંગના' |
| ૪૮ | ૭ | 'એખ' | ,, | 'એક' |
| | ૮ | 'ગૈરસમજ' | ,, | 'ગેરસમજ' |
| | ૨૨–૨૩ | 'ભુલ' | ,, | 'ભૂલ' |
| ૫૦ | ૪ | 'સરૂં' | ,, | 'શરૂં' |
| | ૧૮ | 'પૈસાની' | ,, | 'પૈસાનો' |
| ૬૫ | ૯ | 'વાંચિએ' | ,, | 'વાંચીએ' |
| | ૨૨ | 'વાક્પ્રાચર' | ,, | 'વાક્પ્રચાર' |
| ૬૮ | ૧૫ | 'દર્શાવણો' | ,, | 'દર્શાવશે' |
| ૭૬ | ૨૭ | 'ચેજ' | ,, | 'એજ' |
| ૭૭ | ૩ | 'આખ્ખું' | ,, | 'ચોખ્ખું' |
| | ૬ | 'લેટલા' | ,, | 'એટલા' |
| | ૨૧ | 'આપણી' | ,, | 'આપણા' |
| ૭૯ | ૮ | 'ઘણામાંઘણાં' | ,, | 'ઘણામાંઘણા' |
| | ૧૧ | 'લખિએ' | ,, | 'લખીએ' |
| ૮૫ | ૨૦ | '૧૬૧૬' | ,, | '૧૯૧૬' |

# अनुक्रमणिका

# शीघ्र-ध्वनिलेखन

## वर्णमाळा

[ આ વર્ણમાળામાં 'હ્', 'ળ્', અને 'ક્ષ્' આ ત્રણ ઉચ્ચાર માટે સ્વતંત્ર ચિન્હ નથી.]

## व्यंजनमाळा

### सरळ रेखी व्यंजनो

#### अधोगामी



# स्वरमाळा



## वर्तुळाकृति अने अंडाकृति स्वर

અ ॰ આ · ઉ / ઊ / એ ૦ ઔ ०

## काकृति

ઇ ˇ ઈ ˇ એ ˇ ઐ ˇ

## नाना त्रिज्याकृति अनुनासिक

### अधोगामी

અમ્, આમ્, ઇમ્, ઈમ્, એમ્, અન્, આન્, ઇન્, ઈન્ કિંવા એન, વગેરે } ‿ ⌒

### ऊर्ध्वगामी

ઉમ્, ઊમ્, ઓમ્, ઔમ્, ઉન્, ઊન્, ઓન્ કિંવા ઔન વગેરે ‿ ⌒



# प्रास्ताविक बे शब्द

દરેક પાઠ સ્વતંત્ર અને અતિ મહત્વનો છે. એટલુંજ નહિ પણ તે કેવળ સૂત્રરૂપી હોવાથી તેનો અત્યંત બારીકાઈથી અભ્યાસ કરીને તેમાંના દરેક સૂત્રનો સંપૂર્ણરીતે ઉપયોગ કરવો એજ ધ્વનિલેખનમાં પ્રવિણતા મેળવવાની ગુરૂકુંચી છે. વર્ણમાળાનો અભ્યાસ કરતી વેળા એકજ વાત લક્ષમાં રાખવી. અને તે એ કે ધ્વનિલેખન-વર્ણમાળા એ ગુજરાતી ભાષામાંના અક્ષરનાં ચિન્હ દર્શાવતા નથી પણ એ અક્ષરના ઉચ્ચારનાં ચિન્હ દર્શાવે છે. એટલામાટે અભ્યાસ કરતી વખતે ધ્વનિ ઉપરજ ધ્યાન આપી તે ધ્વનિદર્શક ચિન્હ લખવા. બની શકે એમ હોય તો કોઈ બીજાપાસે મજકુર વંચાવી લખવું. કોઈ વાંચનાર ન હોય તો લખવાનો મજકુર આપણે પોતેજ મોટેથી બોલી લખવો. આથી કરીને ધ્વનિલેખન માટે જે ચાર ઇંદ્રિયો વિશેષ કેળવવાની જરૂર છે તે કેળવવામાં સારી મદદ મળશે. એ ચાર ઇંદ્રિયો જ્ઞાનેંદ્રિય, કર્ણેંદ્રિય, નેત્રેંદ્રિય અને હસ્તેંદ્રિય છે. આ વિષયનો સારો અભ્યાસ આમાંની પહેલી ઇંદ્રિય કેળવવાનો માર્ગ છે. બીજી ઇંદ્રિય તૈયાર કરવા માટે બીજાની પાસે વંચાવી અથવા આપણે પોતે મોટેથી વાંચી કર્ણેંદ્રિય ઊપર ધ્વનીનો આઘાત પાડવો એજ ઉત્તમ માર્ગ છે. આંખની ચાલાકી માટે લખેલો મજકુર વારંવાર વાંચવો અને તેમાંની ભૂલ શોધી કાઢી સુધારવી એજ મુખ્ય સાધન છે. ગમે તે લખ્યું હોય પણ તે ઘડીઘડી નજરતળે લાવી તેમાં કોઈપણ ભૂલ રહી ગઈ નથી તેથી ખાત્રી કરવી એ ઘણું અગત્યનું છે. ચોથાની ટેવ પાડવા માટે નિયમસર અને એકસરખી રીતે પુષ્કળ વખત લખવું એજ સીધો રસ્તો છે. આ ચાર ઇંદ્રિયો કેળવાઈ એટલે તે બધાંની એકત્ર શકિતથી ધ્વનિલેખક આ કળામાં પ્રવીણ નિવડયા વીના રહેશે નહિ. એક પછી એક પાઠ ઉથલાવી આગળ જવાથી કોઈપણ પ્રકારનો લાભ થતો નથી. સારા મરોડદાર શબ્દ વાંચવા ઘણાં

સહેલા પડે છે, એ સઘળાની જાણમાં છે. એ નિયમ આ લિપી લખવામાં પણ લાગુ પડે છે. એકદમ ઉતાવળથી લખવામાં આવે તો તે લખાણ એટલું ખરાબ લાગે છે કે આપણે પોતે શું લખ્યું છે તે આપણનેજ સમજ પડતી નથી. એટલા માટે પહેલેથીજ છાપેલાપ્રમાણે લખવાની ઢબ રાખવા સાવચેતી લેવી અને તદન સ્પષ્ટ અને ચોક્કસ લખાણ આવે ત્યાંસુધી જલદીથી લખવાની આકાંક્ષા દાબી રાખવી. બને ત્યાંસુધી 'પેન્સીલ'જ વાપરવી. પણ જો સારી અને ફાવટ આવે એવી 'ફૌન્ટન પેન' મળે તો 'ફૌન્ટન પેન' વાપરવી. શાહીનું લખાણ હમેશા સુબોધ ને ભુંસાય નહિ એવું હોય છે. પરંતુ અક્ષર કિંવા ચિન્હના મરોડ ખરાબ કરી 'ફૌન્ટન પેન' વાપરવી નહિ. જો 'પેન્સીલ' વાપરો તો તે જરા ખરબચડા કાગળ ઉપર વાપરવી. પણ 'ફૌન્ટન પેન' ને માટે તો સારો અને લીસો કાગળજ વાપરવો.

કોઇપણ મજકુર લખ્યો હોય તો તે મૂળ લખાણ સાથે મેળવી જોવો અને જે જે ભૂલો અંદર મળી આવે તે સુધારવી અને ફરીથી એ ભૂલ ન થાય તે માટે કાળજી રાખવી. જે શબ્દ ભૂલ ભરેલા લાગે તે પુષ્કળ વેળા લખવા. લખેલો મજકુર વાંચતાં કંટાળો આવવો એ અસ્પષ્ટ અને દુર્બોધ લખાણ અને કાચા અભ્યાસની નિશાની છે.

ધ્વનિલેખકને સહેલાઇથી જલદી લખતાં આવડે તેટલામાટે 'ધ્વનિલેખક અને ધ્વનિલેખન'ના પાઠમાં જે સૂચનાઓ આપી છે તે જોવી.



# पाठ पहेलो

## सरळ रेखी व्यंजन

### अधोगामी




## वर्तुळाकृति अने अंडाकृति स्वर

અ   આ   ઉ   ઊ   ઓ   ઔ

**नियम १ लो.**—મોટા અને નાના અથવા પાતળા અને જાડા એમ બધે વ્યંજન જોડીજોડીને લખવા કે જેથી એમાંનો ભેદ બરાબર નજરે પડે. શરૂઆતથી લખતી વખતે આ ચિન્હમાંનો ભેદ મોટા, નાના, પાતળા, જાડા, વગેરે કાયમ રાખવા કાળજી લેવી.

**नियम २ जो.**—અધોગામી ચિન્હો લીટીની ઉપરથી એટલા અંતરે શરૂ કરવા કે જેથી તેનો નીચેનો છેડો બરાબર લીટીને આવી મળે.

ઉર્ધ્વગામી ચિન્હો લીટી આગળથી શરૂ કરવા. જેમકે.—

દરેક ચિન્હની લંબાઈ પહોળાઈ બરાબર મૂળથી તે છેડા સુધી ઠરાવ્યા-પ્રમાણે અને સરખી હોવી જોઈએ. એકજ જાતનાં ચિન્હો કોઈ વખત નાનાં અને કોઈ વખત મોટા લખવાથી તેમાંનો ભેદ જતો રહેવાથી લખેલું વાંચતી વખત ઘણી મહેનત પડે છે.

**नियम ३ जो.**—સ્વર વગર બે કિંવા અધિક વ્યંજન જોડવાના આવે ત્યારે તે એવી રીતે જોડવા કે પહેલો વ્યંજન બીજા નિયમ પ્રમાણે પોતાની જગાપરજ આવે એટલે લીટીને અડકે; અને બીજો વ્યંજન પહેલા વ્યંજનના છેડા આગળથી શરૂ કરી તે જે સ્થિતીમાં રાખવાનો હોય તે સ્થિતીમાં કાઢવો. એવીજ રીતે બીજા વ્યંજનો પણ જોડવા. માત્ર એટલું યાદ રાખવું કે પ્રત્યેક શબ્દ કે વાકપ્રચારની જે આકૃતિ કાઢો તે કલમ ઊપાડયા વિના કાઢવી. જેમકે.—

; ઇત્યાદિ.

**नियम ४ थो.**—નીચે આપેલી આકૃતિ ઉપરથી સરળ રેખી ચિન્હો લીટીની સાથે કેટલા મોટા કે નાના ખુણા કરીને લખાય છે તે સમજાશે.



આ ઉપરથી એટલું ધ્યાનમાં આવશે કે ઉર્ધ્વગામી 'ય્', 'લ્', 'ર્', 'ર્-ર્' અને અધોગામી 'ટ્', 'ડ્', 'ડ્', 'દ્' આમાંના કોઈપણ બે ચિન્હ પાસે પાસે આવ્યા હોય તો પણ કોઈ રીતની અડચણ પડતી નથી.

જેમકે.— ઇત્યાદિ.

**नियम ५ मो.**—બે કે વધારે સરળરેખી ચિન્હો એકજ માપના ખુણા કરનારા અને એકજ દિશામાં જનારા એકની પાછળ એક એમ આવે તો તેનું જોડાણ ન તોડતાં જરા તોડયા જેવું બતાવવું.

જેમકે.—૨૨ /;૬૨ / ; ઇત્યાદિ.

**नियम ६ ठो.**—વર્તુલાકૃતિ અને લંબાકૃતિ સ્વરોના **जोडाणनी सहजावस्था.**—



પણ આ સ્વર જુદી જુદી દિશામાં જનારા વ્યંજન વચ્ચે આવે તો તે સરળરેખી ચિન્હો જોડવાથી જે ખુણા તૈયાર થાય તેની બહારની બાજુએ જોડવા. બાજી જગ્યાએ ફકત ઉપરની સહજાવસ્થા ઉપયોગમાં લેવી.

**नियम ७ मो.**—નવમા પાઠ સુધી તમે પહોંચો ત્યાંસુધી 'ઊ' અને 'ઔ' આ ચિન્હની નીચે જે બારીક રેખ અને મીંડું છે તે લખવા. પછીથી તે નહિ લખશો તો ચાલશે. કારણ આ રેખ કિંવા મીંડાં સિવાય એ ચિન્હોનો ઉચ્ચાર સંદર્ભ ઉપરથીજ સ્પષ્ટ માલમ પડશે. આથી કરીને સ્વરચિન્હમાંનો ભેદ સ્પષ્ટ કરવાને યોજેલી નિશાની-ઓની જરૂર રહેતી નથી.

**नियम ८ मो.**—'અ'નું ચિન્હ પણ અવશ્ય નથી. ગુજરાતીમાં જોડાક્ષર સિવાય ફકત વ્યંજન કદી આવતો નથી. અને આવે તો તે અંત્યાક્ષરજ હોય છે. માટે બની શકે તો 'એકતારૂ', 'એરૂલું', 'ખાલસા' વગેરે શબ્દોમાં 'અ' જયારે અર્ધોચ્ચારિત હોય ત્યારે તે છોડી દેવો. શબ્દનાં અંતે 'અ'નું ચિન્હ હમેશાં છોડી દેવું. પરંતુ શરૂઆતનો 'અ' કિંવા શબ્દમાંહેલો સ્વતંત્ર 'અ' અથવા તો જયારે

સ્વરની વિવિક્ષિત સંયોગાવસ્થાને લીધે વ્યંજનનો સંક્ષેપ થઈ શકે છે ત્યારે 'અ'નું ચિન્હ લખ્યા વિના ચાલતું નથી. પરંતુ તે વેળા આ ચિન્હની નીચેની રેખ ફક્ત છોડી દેવી.

**नियम ९ मो.**—નીચેની કળામાંનાં દરેક શબ્દ જેટલી વખત લખાય તેટલી વખત લખવા, અને તેમ કરતી વખત દરેક ચિન્હની રેખાઓ સ્પષ્ટ અને ભૂલવગર લખવા કાળજી રાખવી. એક વખત આકૃતિ વાંકીચુંકી લખવાની ટેવ પડી તો તે સુધારતાં ઘણી મહેનત પડે છે. શબ્દ લખતી વખતે તે દરેક વખતે મોઢેથી ઉચ્ચારવા અને લખેલા શબ્દ વારંવાર વાંચવા. વાંચવાની ટેવમાંજ ધ્વનિલેખન-કળાની ગુરૂકુંચી સમાયલી છે એ ભુલતા નહિ. માટે બારીકમાં બારીક ભેદ પણ પૂર્ણપણે લક્ષમાં રાખીને શબ્દ લખવા. 'પેન' વાપરો યા 'પેન્સીલ' વાપરો, પણ તે એવી રીતે પકડવી કે આંગળીઓને કિંવા કાંડાને બીલકુલ થાક લાગે નહિ.



---

ટીપ.—ઉપરનાં બંને નિયમો ગમે તો શરૂઆતથીજ કામમાં લેવા. આગળ આપેલી કળામાં 'અ'ની નિશાન અથવા 'અ' ને 'ઊ'ની નીચેની પાતળી રેખ અને 'ઔ'ની નીચેનું મીંડું છોડી દીધું નથી પણ અંતે આવતો 'અ' જ ફક્ત ગાળી દેવામાં આવ્યો છે.

# कळा १ ली

| | |
|---|---|
| કચ | ક્+અ+ચ્ (અ) |
| કર | ક્+અ+ર્ (અ) |
| કાટ | ક્+આ+ટ્ (અ) |
| કાત | ક્+આ+ત્ (અ) |
| કાય | ક્+આ+ય્ (અ) |
| કુથ | ક્+ઉ+થ્ (અ) |
| કૂલ | ક્+ઊ+લ્ (અ) |
| કોચ | ક્+ઓ+ચ્ (અ) |
| કોય | ક્+ઓ+ય્ (અ) |
| ખત | ખ્+અ+ત્ (અ) |
| ખલ | ખ્+અ+લ્ (અ) |
| ખાખ | ખ્+આ ખ્ (અ) |
| ખાધ | ખ્+આ+ધ્ (અ) |
| ખોજ | ખ્+ઓ+જ્ (અ) |
| ગત | ગ્+અ+ત્ (અ) |
| ગાય | ગ્+આ+ય્ (અ) |
| ગુજ | ગ્+ઉ+જ્ (અ) |
| ગોટ | ગ્+ઓ+ટ્ (અ) |

| | |
|---|---|
| ગોત | ગ્+ઓ+ત્ (અ) |
| ગૌર | ગ્+ઔ+ર્+ (અ) |
| ઘચ | ઘ્+અ+ચ્ (અ) |
| ઘટ | ઘ્+અ+ટ્ (અ) |
| ઘાડ | ઘ્+આ+ડ્ (અ) |
| ઘોળ | ઘ્+ઓ+ળ્ (અ) |
| ચખ | ચ્+અ+ખ્ (અ) |
| ચાક | ચ્+આ+ક્ (અ) |
| ચૂત | ચ્+ઊ+ત્ (અ) |
| ચૌથ | ચ્+ઔ+થ્ (અ) |
| છત | છ્+અ+ત્ (અ) |
| છાક | છ્+આ+ક્ (અ) |
| છુટ | છ્+ઉ+ટ્ (અ) |
| છોછ | છ્+ઓ+છ્ (અ) |
| જટ | જ્+અ+ટ્ (અ) |
| જપ | જ્+અ+પ્ (અ) |
| જાળ | જ્+આ+લ્ (અ) |
| જુથ | જ્+ઉ+થ્ (અ) |
| જોક | જ્+ઓ+ક્ (અ) |

| | |
|---|---|
| ઝટ | ઝ્+અ+ટ્ (અ) |
| ઝલ | ઝ્+અ–લ્ (અ) |
| ઝૂડ | ઝ્+ઊ+ડ્ (અ) |
| ટચ | ટ્+અ+ચ્ (અ) |
| ટાટ | ટ્+આ+ટ્ (અ) |
| ટાલ | ટ્+આ+લ્ (અ) |
| ટુક | ટ્+ઉ+ક્ (અ) |
| ટોક | ટ્+ઓ+ક્ (અ) |
| ઠાર | ઠ્+આ+ર્ (અ) |
| ઠોક | ઠ્+ઓ+ક્ (અ) |
| ડચ | ડ્+અ+ચ્ (અ) |
| ડાક | ડ્+આ+ક્ (અ) |
| ડૂલ | ડ્+ઊ+લ્ ( અ ) |
| તળ | ત્+અ+ળ્ (અ) |
| તાગ | ત્+આ+ગ્ (અ) |
| તાત | ત્+આ+ત્ (અ) |
| તાર | ત્+આ+ર્ (અ) |
| તુટ | ત્+ઉ+ટ્ (અ) |
| તૂક | ત્+ઊ+ક્ (અ) |

| | |
|---|---|
| તોપ | ત્+ઓ+પ્ (અ) |
| થાગ | થ્+આ+ગ્ (અ ) |
| થૂલ | થ્+ઊ+લ્ (અ) |
| થોક | થ્+ઓ+ક્ (અ) |
| થોર | થ્+ઓ+ર્ (અ) |
| દાપ | દ્+આ+પ્ (અ) |
| દુખ | દ્+ઉ+ખ્ (અ) |
| દોત | દ્+ઓ+ત્ (અ) |
| ધાક | ધ્+આ+ક્ (અ) |
| યાદ | ય્+આ+દ્ (અ) |
| યાલ | ય્+આ+લ્ (અ) |
| યુગ | ય્+ઉ+ગ્ (અ) |
| રથ | ર્+અ+થ્ (અ) |
| રાગ | ર્+આ+ગ્ (અ) |
| રુત | ર્+ઉ+ત્ (અ) |
| રોક | ર્+ઓ+ક્ (અ) |
| લછ | લ્+અ+છ્ (અ) |
| લાખ | લ્+આ+ખ્ (અ) |
| લોલ | લ્+ઓ+લ્ ( અ ) |

| | | | |
|---|---|---|---|
| અફલ | | અ+ફ્+અ+લ્ (અ) | |
| અચલ | | અ+ચ્+અ+લ્ (અ) | |
| અટક | | અ+ટ્+અ+ક્ (અ) | |
| અથાક | | અ+થ્+આ+ક્ (અ) | |
| અયુત | | અ+ય્+ઉ+ત્ (અ) | |
| આકાર | | આ+ક્+આ+ર્ (અ) | |
| આચાર | | આ+ચ્+આ+ર્ (અ) | |
| આડ | | આ+ડ્ (અ) | |
| આથા | | આ+થ્+આ | |
| આરોગ | | આ+ર્+ઓ+ગ્ (અ) | |
| ઉકાળ | | ઉ+ક્+આ+ળ્ (અ) | |
| ઉજડ | | ઉ+જ્+અ+ડ્ (અ) | |
| ઊઢા | | ઊ+ઢ્+આ | |
| ઊરૂ | | ઊ+ર્+ઊ | |
| ઓખાર | | ઓ+ખ્+આ+ર્ (અ) | |
| ઓજાર | | ઓ+જ્+આ+ર્ (અ) | |
| ઓય | | ઓ+ય્ (અ) | |
| ઔડ | | ઔ+ડ્ (અ) | |

ટીપ.—ચોથા પાઠમાં 'ળ્' ને બદલે 'ણ્' નો ઉપયોગ કરવો એ કહેલું છે.

# पाठ बीजो

## वक्राकृति व्यंजन



### अधोगामी



### …काकृति

ઉ ˅ ઊ ˯ ઓ ˯ ઔ •

**નિયમ ૧૦ મો.**—સરળરેખી વ્યંજન જોડવા વિષે પહેલા પાઠમાં જે ત્રિજો નિયમ આપવામાં આવ્યો છે તે નિયમ વક્રાકૃતિ અને આગળના પાઠમાં આપેલા ત્રિજ્યાકૃતિ વ્યંજન જોડવામાં પણ લાગુ પડે છે.

પણ આ વક્રાકૃતિ અને ત્રિજયાકૃતિ વ્યંજનમાં રહેલા સ્વરસંયોગની સહજાવસ્થા આ વ્યંજનના ચિન્હોના ખુણા બહાર નહિ પણ અંદર હોય છે. જેમકે.—પાક ... પ્+આ+ક્ (૨૫); ઇત્યાદિ.

**नियम ११ मो.**—વક્રાકૃતિ વ્યંજન સાથે સરળરેખી વ્યંજનની રેખ જરા અંદરથી શરૂ કરી હોય તો આ બે વ્યંજન વચ્ચે ઘણું ખરૂં હૂકાકૃતિ સ્વર જોડાઈ જાય છે. જેમકે—પીછો ... પ્+ઈ+છ્+ઓ; ઇત્યાદિ.

**नियम १२ मो.—हूकाकृति स्वरसंयोगनी सहजावस्था**



**नियम १३ मो.**—હ્રસ્વ 'ઇ' અને દીર્ઘ 'ઈ' વચ્ચેનો ભેદ દર્શાવનારી હૂક ચિન્હ નીચેની રેખ અને 'એ' નીચેનું મીંડું ત્વરાથી લખવાનો અભ્યાસ શરૂ કરતાંજ ગાળી દેવાં. સઘળું લખાણ ધ્વનિ ઉપરજ આધાર રાખનારૂં હોવાથી સાંભળેલા શબ્દનો સંદર્ભ હ્રસ્વ અને દીર્ઘ 'ઈ' નો ભેદ ઘણો ક્ષુલ્લક હોવાથી જાળવવા દેતોજ નથી. બોલનાર માણસ હ્રસ્વ અને દીર્ઘનો નિયમ પાળશે એમ નથી.

**नियम १४ मो.**—પુષ્કળ વેળા આ હૂક ચિન્હ સહેલાઈથી જોડી શકાતાં નથી અને તેમ જોડવામાં જે બારીક ભેદ હોય છે તે પૂર્ણપણે બતાવી શકાતો નથી. આવી વખતે હૂક ચિન્હ ગાળી દઈશું તો ચાલશે. પણ તે શબ્દાકૃતિ સમજી શકાય એવી સ્પષ્ટ અને પૂર્ણજ રહેવી જોઈએ.

**नियम १५ मो —संयुक्त स्वर औ.** આ સંયુકત સ્વર વ્યંજનને એવી રીતે જોડવો કે જયાં આગળ એ જોડીએ ત્યાં ખુણો થાય નહિ. એના **संयोगनी सहजावस्था** નીચે પ્રમાણે છે.—



# कळा २ जी

| | |
|---|---|
| મજા | મ્+અ+જ્+આ |
| મતા | મ્+અ+ત્+આ |
| મગ્ન | મ્+અ+ગ્ન્ (અ) |
| માદ | મ્+આ+દ્ (અ) |
| મામા | મ્+આ+મ્+ઈ |
| માસી | મ્+આ+સ્+ઈ |
| મિષ | મ્+ઇ+ષ્ (અ) |
| મૈલ | મ્+ઐ+લ્ (અ) |
| મોતી | મ્+ઓ+ત્+ઈ |
| મમતા | મ્ (અ) મ્+અ+ત્+આ |
| નભ | ન્+અ+ભ્ (અ) |
| નસો | ન્+અ+સ્+ઓ |
| નાડી | ન્+આ+ડ્+ઈ |
| નામી | ન્+આ+મ્+ઈ |
| નિશા | ન્+ઇ+શ્+આ |
| નેકી | ન્+એ+ક્+ઈ |
| નૌકા | ન્+ઔ+ક્+આ |
| જ્ઞાન | જ્ઞ્+આ+ન્ (અ) |

| | |
|---|---|
| પઙ્ક | પ્+અ+ઙ્ક્ (અ) |
| પાગા | પ્+આ+ગ્+આ |
| પાશ | પ્+આ+શ્ (અ) |
| પીપ | પ્+ઈ+પ્ (અ) |
| પૈસા | પ્+ઐ+સ્+આ |
| ફીક | ફ્+ઈ+ક્ (અ) |
| ફૂટ | ફ્+ઊ+ટ્ (અ) |
| ફેર | ફ્+એ+ર્ (અ) |
| ફોમ | ફ્+ઓ+મ્ (અ) |
| બુચ | બ્+ઉ+ચ્ (અ) |
| બેફી | બ્+એ+ફ્+ઈ |
| ભાટ | ભ્+આ+ટ્ (અ) |
| ભિન્ન | ભ્+ઇ+ન્-ન્ (અ) |
| ભૂપ | ભ્+ઊ+પ્ (અ) |
| ભેચો | ભ્+એ+ચ્+ઓ |
| સાખો | સ્+આ+ખ્+ઓ |
| સાચે | સ્+આ+ચ્+એ |
| સામે | સ્+આ+મ્+એ |
| સાસ | સ્+આ+સ્ (અ) |

| | |
|---|---|
| સીળી | સ્+ઈ+ળ્+ઈ |
| સુધી | સ્+ઉ+ધ્+ઈ |
| સોચ | સ્+ઓ+ચ્ (અ) |
| સસો | સ્ (અ) સ્+ઓ |
| શાતા | શ્+આ+ત્+આ |
| શાપ | શ્+આ+પ્ (અ) |
| શીત | શ્+ઈ+ત્ (અ) |
| શેર | શ્+એ+ર્ (અ) |
| શેષ | શ્+એ+ષ્ (અ) |
| શ્રમ | શ્ર્+અ+મ્ (અ) |
| શ્રી | શ્ર્+ઈ |
| શ્રુત | શ્ર્+ઉ+ત્ (અ) |
| ઇજા | ઇ+જ્+આ |
| આમ | આ+મ્ (અ) |
| ઉશા | ઉ+શ્+આ |
| એકી | એ+ક્+ઈ |
| એશ | એ+શ્ (અ) |
| ઐપો | ઐ+પ્+ઓ |
| ઓસ | ઓ+સ્ (અ) |

# पाठ त्रिजो

## त्रिव्याकृति व्यंजन



### अधोगामी

| | | | |
|---|---|---|---|
| સ્ત્, સ્થ્, ષ્ટ્, ષ્ઠ્, વગેરે | સ્ત્ર્, સ્થ્ર્, ષ્ટ્ર્, ષ્ઠ્ર્, વગેરે | ત્ર્, થ્ર્, દ્ર્ કિંવા ધ્ર્ | ટ્, ઠ્, ડ્ કિંવા ઢ્ |
| સ્મ્ | સ્મ્ર્ | સ્ન્ કિંવા શ્ન્ | મ્ કિંવા ણ્ |
| વ્ | વ્ર્ | સ્વ્ કિંવા શ્વ્ | વ્હ્, હ્ |
| ક્વ્ | સ્ક્ | ક્ કિંવા ખ્ | ગ્ કિંવા ઘ્ |

### ऊर्ध्वगामी

| | | | |
|---|---|---|---|
| સ્પ્ | સ્પ્ર્ | પ્ર્ કિંવા ફ્ર્ | બ્ કિંવા ભ્ |
| લ્ | લ્ કિં. લ્મ્ | સ્ | મ્ |

# नाना त्रिज्याकृति अनुनासिक

## अधोगामी

અમ્, આમ્, ઇમ્, ઈમ્, એમ્, અન્, આન્, ઇન્, ઈન્ કિંવા એન્, વગેરે } ∽ ∽

## ऊर्ध्वगामी

ઉમ્, ઊમ્, ઓમ્, ઔમ્, ઉન્, ઊન્, ઓન્ કિંવા ઔન્, વગેરે } ∽ ∽

**नियम १६ मो.**—પહેલા પાઠમાં સમજાવ્યા પ્રમાણેજ ઉર્ધ્વગામી ત્રિજ્યાકૃતિ ચિન્હ અધોગામી ત્રિજ્યાકૃતિ ચિન્હ કરતાં મોટા ખુણા કરીને લખાય છે. જેમકે.— ; ઇત્યાદિ.

**नियम १७ मो.**—જ્યારે વક્રાકૃતિ અને ત્રિજ્યાકૃતિ, અથવા બે ત્રિજ્યાકૃતિ કે બે વક્રાકૃતિ ચિન્હ વચ્ચે હકાકૃતિ ચિન્હ જોડવાના આવે ત્યારે તે બીજા વક્રાકૃતિ કે ત્રિજ્યાકૃતિ ચિન્હની અંદરની બાજુએ જોડવાં. જેમકે.—મેવાસ — મ્+એ+વ્+આ+સ્ (અ); ઇત્યાદિ.

**नियम १८ मो.**—અનુનાસિક સ્વરની માફક નાની આકૃતિમાંજ લખવાં. આ ત્રિજ્યાકૃતિ અનુનાસિકમાંનાં કોઇપણ અધોગામી ચિન્હ અમ્, આમ્, વગેરે અનુનાસિક દર્શાવે છે. તેમજ કોઇપણ ઉર્ધ્વગામી ચિન્હ ઉમ્, ઊમ્, વગેરે અનુનાસિકના ગુણ બતાવે છે. અનુનાસિક ચિન્હની સામાન્ય ગતિ પુરોગામી હોય છે. એટલે કે એ લખતી વખતે હાથ આગળ લેવો, પાછળ ખસેડવો નહિ. આ અનુનાસિક ચિન્હો બીજા વ્યંજનની સાથે ખુણા પાડીને જોડવામાં આવે છે. જેમકે.—કાંતિ — ક્+આન્+ત્+ઇ; ઇત્યાદિ.

**નિયમ ૧૯ મો.**—જો અનુનાસિકની પછી 'ર્' અથવા તો એકાદ સ્વર અને 'ર્' આવે તો તે સ્વર અને 'ર્' નાં ચિન્હ છોડી દેવાં અને અનુનાસિક જાડો લખવો એટલે અનુનાસિક અને 'ર્' ઉકલીને વચ્ચેનો સ્વર પણ ઓળખાશે. જેમકે.—તિમિર ત્+ઇમ્ (ઇ+ર્+અ); ઇત્યાદિ.

આ સિવાય અનુનાસિકની પાછળ આવતો વ્યંજન સમાન વર્ગનો અને અલ્પાક્ષર હોય અને જો તેનો ઉચ્ચાર અનુનાસિકમાંજ સમાઈ જતો હોય તો તે વ્યંજન મુકી દેવો. જેમકે.—કાંત ક્+આન્ (ત્+અ); ઇત્યાદિ.



# कळा ३ जी

| | |
|---|---|
| અસ્તિ | અ+સ્ત્+ઇ |
| નિષ્ઠા | ન્+ઇ+ષ્ઠ્+આ |
| શાસ્ત્ર | શ્+આ+સ્ત્ર્ (અ) |
| ત્રેતા | ત્ર્+એ+ત્+આ |
| ભસ્મ | ભ્+અ+સ્મ્ (અ) |
| સ્મૃતિ | સ્મ્ર્+ઉ+ત્+ઇ |
| સ્નાત | સ્ન્+આ+ત્ (અ) |
| પ્રાપ્ત | પ્ર્+આ+પ્ત્ (અ) |
| શબ્દ | શ્+અ+બ્દ્ (અ) |
| અવસ્થા | અ+વ્ (અ)+સ્થ્+આ |
| વિશ્વ | વ્+ઇ+શ્વ્ (અ) |
| વૃષ્ટી | વ્ર્+ઉ+ષ્ટ્+ઈ |
| સ્વામી | સ્વ્+આ+મ્+ઈ |
| ઈશ્વર | ઈ+શ્વ્+અ+ર્ (અ) |
| જીવ્હા | જ્+ઈ+વ્હ્+આ |
| ક્વાથ | ક્વ્+આ+થ્ (અ) |
| સ્કંદ | સ્ક્+અન્+દ્ (અ) |
| ક્રમ | ક્ર્+અમ્ (અ) |

| | |
|---|---|
| ઘ્રાણ | ઘ્ર્+આણ્ (અ) |
| કૃતી | ક્ર્+ઉ+ત્+ઈ |
| સ્પષ્ટ | સ્પ્+અ+ષ્ટ્ (અ) |
| નિષ્પ્રાણ | ન્(ઇ)+સ્પ્ર્+આણ્ (અ) |
| પ્રાસ | પ્ર્+આ+સ્ (અ) |
| ફ્રેંચ | ફ્ર્+એન્+ચ્ (અ) |
| બ્રહ્મ | બ્ર્+અ+હ્મ્ (અ) |
| સત્વ | સ્+અ+ત્વ્ (અ) |
| પત્ની | પ્+અ+ત્ન્+ઈ |
| આત્મા | આ+ત્મ્+આ |
| પશ્ચિમ | પ્+અ+શ્ચ્+ઇ મ્ (અ) |
| વજ્ર | વ્+અ+જ્ર્ (અ) |
| અંશુ | અમ્+શ્+ઉ |
| કુંપો | ક્+ઉમ્+પ્+ઓ |
| ડંડી | ડ્+અણ્+ડ્+ઈ |
| પુંજ | પ્+ઉ ન્+જ્ (અ) |
| માંડ | મ્+આણ્+ડ્ (અ) |
| વંશ | વ્+અમ્+શ્ (અ) |
| શુંડ | શ્+ઉણ્+ડ્ (અ) |

# पाठ चोथो

## 'ह्'

**नियम २० मो.**—'ह्'ના ધ્વનિ માટે સ્વતંત્ર યોજના જોઈએજ એવું નથી. કારણ એનો ઉચ્ચાર સ્વરમાંજ ઘણુંખરૂં લુપ્ત થઇ જાય છે અને તે સંદર્ભ ઉપરથી સહેલાઈથી જણાઈ આવે છે. પરંતુ જ્યાં 'હ્' મુકી દેવાનો હોય છે ત્યાં 'હ્'ની આગળનો કે પાછળનો સ્વર છોડી દેવાશે નહિં. જ્યારે એકાક્ષરી શબ્દ હોય અથવા 'હ્'નું સ્પષ્ટીકરણ કરવું તદન જરૂરનુંજ હોય ત્યારે જે સ્વર પાછળનો 'હ્' છોડી દીધો હોય તે સ્વર ઉપર એક મીંડું કાઢવું. જેમકે.—હટ (હ્) અ+ટ્ (અ); ઇત્યાદિ.

## 'ळ्'

**नियम २१ मो.**—'ळ्' ને માટે પણ સ્વતંત્ર ચિન્હ આપ્યું નથી. માટે 'લ્'નું ચિન્હ 'ળ્'ને માટે વાપરવું. 'લ્' અને 'ળ્' વચ્ચે ઉચ્ચાર ભેદ ઘણો થોડો હોવાથી સંદર્ભ ઉપરથીજ 'ળ્' કે 'લ્' સમજી શકાય છે.

## 'क्ष्'

**नियम २२ मो.**—'क्ष्'ને માટે પણ જુદું ચિન્હ યોજયું નથી. કારણ એ જોડાક્ષર 'ક્' અને 'ષ્' મળી થાય છે. જો આ જોડાક્ષર પૂર્ણજ લખવાનો હોય તો 'ક્' અને 'ષ્' એ બન્ને ચિન્હથી દર્શાવાય છે. પણ આમ 'ક્' અને 'ષ્' લખવાથી સંક્ષેપ જતો રહે છે. આટલા માટે આ બન્ને ચિન્હો લખવાની જરૂર ન રહે તેથી કરીને જે શબ્દમાં 'ક્ષ્' આવે તે શબ્દમાં પહેલાની આકૃતિની ટોચ ઉપર 'ક્ષ્'ની પછીની આકૃતિ કાઢવાની શરૂઆત કરવી એટલે જે ચોકડી થાય તે 'ક્ષ્' સમજવો. જ્યારે 'ક્ષ્' એ શબ્દનો પહેલો કે છેવટનો અક્ષર હોય ત્યારે શબ્દની શરૂઆતમાં કે છેડે એક નાની સરખી બારીક રેખ કાઢવી. જેમકે.—તક્ષક ત્ (અ)+ (ક્ષ્+અ)+ક્ (અ);

ક્ષય ક્ષ્ (અ)+ય્(અ); ઇત્યાદિ.

# कळा ४ थी

| | |
|---|---|
| હુમલો | (હ્)ઉ+મ્ (અ)+લ્+ઓ |
| ચાહ | ચ્+આ+હ્ (અ) |
| ચાહે | ચ્+આ+(હ્) એ |
| સાહેત | સ્+આ+(હ્)એ+ત્ (અ) |
| મહત્વ | મ્ (અ)+હ્ (અ)+ત્વ્(અ) |
| મહોત્સવ | મ્ (અ)+(હ્)ઓ+ત્+સ્ (અ)+વ્ (અ) |
| મેળ | મ્+એ+લ્ (અ) |
| લોળ | લ્+ઓ+લ્ (અ) |
| પાળ | પ્+આ+લ્ (અ) |
| વળી | વ્ (અ)+લ્+ઇ |
| ક્ષત | ક્ષ્ (અ)+ત્ (અ) |
| ક્ષેત્ર | ક્ષ્+એ+ત્ર્ (અ) |
| ક્ષાલન | ક્ષ્+આ+લ્+અન્ (અ) |
| તક્ષક | ત્(અ)+ક્ષ્+(અ)+ક્ (અ) |
| લક્ષણ | લ્ (અ)+ક્ષ્+અન્ (અ) |
| નક્ષત્ર | ન્(અ)+ક્ષ્+(અ)+ત્ર્(અ) |
| ગવાક્ષ | ગ્ (અ)+વ્+આ+ક્ષ્ (અ) |

# पाठ पांचमो

## जोडाक्षर

મુખ્ય મુખ્ય જોડાક્ષર માટે જુદાં જુદાં ચિન્હો આપેલાંજ છે. 'ર્'નાં જોડાક્ષર વિષે આગળના પાઠમાં સ્વતંત્ર નિયમો આપેલાં છે.

**नियम २३ मो.**—જે જોડાક્ષર માટે જુદાં જુદાં ચિન્હો આપ્યા નથી તે જોડાક્ષરો માત્ર વ્યંજન ચિન્હનાં સંયોગથી લખવા. જેમકે—

ધ્વ ⟩ ધ્+વ \ ⌒ ; મ્સ ✓ મ્+સ ( / ; ઇત્યાદિ.

**नियम २४ मो.**—સર્વ દ્વિત્વ અક્ષરનાં જોડાક્ષર એકજ વ્યંજન ચિન્હમાં દર્શાવવા. જેમકે.—ક્ક=ક્ ' ; પ્પ=પ્ ⌒ ; ત્ત=ત્ \ ; ઇત્યાદિ.

**नियम २५ मो.**—કોઇ જોડાક્ષરમાં સાદા વ્યંજનની પછી તેનાજ જેવો હલવર્ણ વ્યંજન આવે તો તેમાંથી હલવર્ણ વ્યંજન લખી સાદો વ્યંજન છોડી દેવો. જેમકે.—દ્ધ=ધ્ \ ; ત્થ=થ્ \ ; ઇત્યાદિ.

**नियम २६ मो.**—એક અથવા અધિક વ્યંજન અને 'ય્'ની સંધિ થઇ તેને સંપૂર્ણ કરનારા સ્વરની પછી 'ર્' સિવાય બીજો કોઇ વ્યંજન આવે તો તે જોડાક્ષરમાંનો 'ય્' મુકી દેવો. જેમકે.—દયેય ✓—\ ˎ / ,
ધ્ (ય્)+એ+ય્ (અ); ઇત્યાદિ.

**नियम २७ मो.**—જો બે સ્વર સાથે આવ્યા હોય અને તે નિયમ-પ્રમાણે લખવા બની ન શકે, એટલે કે બે 'આ' કિંવા બે 'ઓ' આવ્યા હોય તો તેમાંનો એક સ્વર છોડી દેવો. પણ જો તે સ્વર જુદા હોય

અને તેને સંધિ ન થઈ શકતી હોય તો તેમાંનો જે થોડી અગત્યનો હોય તે મુકી દેવો. જેમકે.—આહાર ⌐⌐⌐ આ+હ્ (આ)+ર્(અ); ઇત્યાદિ.

જોડાક્ષર સંપૂર્ણ આકૃતિમાં લખવા સારા. પણ, જો ઉપરનો નિયમ વાપરવાથી શબ્દાકૃતિ કોઇપણ રીતે દુર્બોધ ન થતી હોય તોજ તે સંક્ષિપ્ત કરવાથી જલદી લખવામાં મદદ થઇ પડશે.

**નિયમ ૨૮મો.**—વિસર્ગ માટે કોઈ સ્વતંત્ર ચિન્હની જરૂર નથી. જ્યાં તેનો ઉચ્ચાર 'સ્' અથવા 'ર્' માં વ્યક્ત થઇ જતો હોય ત્યાં 'સ્' અથવા 'ર્' નું ચિન્હ કાઢવું. જેમકે.—નિઃસાર ⌐⌐⌐ ;ઇત્યાદિ.



# कळा ५ मी

| | |
|---|---|
| અલ્પ | અ+લ્ (અ) પ્ (અ) |
| દુશ્મન | દ્+ઉ+ષ્-મ+અન્ (અ) |
| શ્વાસ | શ્+વ્+આ+સ્ (અ) |
| મુક્તિ | મ્+ઉ+ક્+ત્+ઈ |
| સત્તા | સ્ (અ)+ત્ (ત્)+આ |
| સ્વેચ્છા | સ્-વ્+એ+(ચ્) છ્+આ |
| ચોખ્ખું | ચ્+ઓ+ખ્(ખ્)+ઉ |
| ભઠ્ઠી | ભ્ (અ)+ઠ્ (ઠ્)+ઈ |
| ભલ્લ | ભ્ (અ)+ લ્ (લ્+અ) |
| લપ્પો | લ્ (અ)+પ્ (પ્)+ઓ |
| લવ્વો | લ્ (અ)+વ્ (વ્)+ઓ |
| શુદ્ધિ | શ્+ઉ+(દ્)ધ્+ઇ |
| ઉચ્છિષ્ઠ | ઉ+(ચ્) છ્+ઇ+ઠ્ (અ) |
| બોદ્ધ | બ્+ઓ+(દ્) ધ્ (અ) |
| ત્યાજ્ય | ત્+ય્+આ+જ્ (ય્+અ) |
| શ્યામ | શ્ (ય)+આમ્ (અ) |
| આહુતિ | આ+(હ્) ઉ+ત્+ઇ |
| જન્મ | જ્+અન્+મ્ (અ) |

## पाठ ६ ठा

## 'र्' नां जोडाक्षर

**नियम २९ मो.**—'ર્' થી જોડીને થયેલા ઘણાંખરાં અને મુખ્ય એવા જોડાક્ષરોને માટે સ્વતંત્ર ચિન્હો આપ્યા છે. પરંતુ જે જોડાક્ષરોને માટે સ્વતંત્ર ચિન્હ આપવામાં આવ્યા નથી તેમાંના કેટલાક આગળ આપવામાં આવેલા નિયમપ્રમાણે અને બાકીના પાંચમાં પાઠમાં કહ્યા-પ્રમાણે એકબીજાને જોડીને લખવાં.

**नियम ३० मो.**—શબ્દમાં 'ર્' ના પહેલાના સ્વરને તેની સહજા-વસ્થાથી તદ્દન ઉલટ અવસ્થા આપીને તેને 'ર્' ની આગળ આવતા વ્યંજનની સાથે જોડવો અને 'ર્' નો લોપ કરવો. આવી રીતે સ્વરોની વિરોધાવસ્થાને લીધે 'ર્' નો લુપ્ત ઉચ્ચાર વ્યકત થશે. જેમકે.—અર્ક એ શબ્દમાં 'અ'ની વિરોધાવસ્થા 'ર્' નો લુપ્ત ઉચ્ચાર સ્પષ્ટ કરશે

અને આકૃતિ ᑭ આવી દેખાશે.

**नियम ३१ मो.—वर्तुळाकृति अने [illegible] स्वरोनी विरोधावस्था** આ પ્રમાણે.—



અન [illegible]**काकृति स्वरोनी विरोधावस्था.**—



વક્રાકૃતિ અને ત્રિજ્યાકૃતિ વ્યંજનોની વિરોધાવસ્થા એટલે તે ચિન્હની બહાર સ્વર જોડવો તે. જેમકે.—મર્મ ; ઇત્યાદિ.

**નિયમ ३२ मो.**—શબ્દમાં પહેલો અક્ષર 'ર્' હશે તો તેને પૂર્ણત્વ આપનારા સ્વરની નીચેની બાજુ જાડી કાઢવી. અને જે અંત્યાક્ષર 'ર્' હોય તો તેની પૂર્વેના સ્વરની નીચેની બાજુ જાડી કાઢવી. જેમકે.—ઉપર ; રથ ; ઇત્યાદિ.

**નિયમ ३३ मो.**—ન્હાના ત્રિજ્યાકૃતિ અનુનાસિક આગળ જો 'ર્' આવ્યો હોય તો તે અનુનાસિક જાડો કાઢી 'ર્' નો લોપ કરવો અને જો 'ર્' અંત્યાક્ષર ન હોય તો 'ર્'ને પૂર્ણત્વ આપનારો સ્વર તેને જોડીને આકૃતિ આગળ ચાલુ રાખવી. જેમકે.—તિમિર ; ઇત્યાદિ.

**નિયમ ३४ मो.**—એકાદ વ્યંજનને પૂર્ણત્વ આપનારો સ્વર વિશેષ મહત્વનો ન હોઈ તેની આગળ જો 'ર્' હોય અને તે સ્વરલોપથી તે વ્યંજન અને 'ર્' એક થઈ ને જો એકાદ જોડાક્ષર થતો હોય અને તે જોડાક્ષર માટે એકાદ સ્વતંત્ર ચિન્હ ધ્વનિલિખનવર્ણમાળામાં હોય તો તે સ્વરનો લોપ કરીને તે વ્યંજન અને 'ર્' બદલ તે સંયુક્ત સ્વતંત્ર ચિન્હ નો ઉપયોગ કરવો. જેમકે.—જિગર ઇત્યાદિ.

**નિયમ ३५ मो.**—ઉપરનો નિયમ સ્વતંત્ર ચિન્હ આપવામાં આવેલા બીજા પણ જોડાક્ષરોની બાબતમાં વાપરવો. જેમકે.—સ્ત્ર, શ્ર, સ્પ્ર, પ્ર, ત્મ, ઇત્યાદિ.



# कळा ६ ठी

| | |
|---|---|
| આદર્શ | આ+દ્ (અ) ર્+શ્ (અ) |
| આભાર | આ+ભ્ (આ) ર્ (અ) |
| આવર્તન | આ+વ્(અ)ર્+ત્+અન્ |
| ઉજાર | ઉ+જ્ (આ) ર્ (અ) |
| ઉતરણ | ઉ+ત્ (અ) ર્+અણ્ (અ) |
| એકવાર | એ+ક્(અ)+વ્(આ)ર્(અ) |
| સૂર | સ્+ઊ+ર્ (અ) |
| આર્યા | આ+ર્+ય્+આ |
| ધર્ષા | ધ્+ર્+ષ્+આ |
| ઉરગ | ઉ+ર્ (અ)+ગ્ (અ) |
| ઓરતો | ઓ+ર્ (અ)+ત્+ઓ |
| અર્પણ | અ+ર્+પ્+અણ્ (અ) |
| સારણ | સ્+આ+ર્+અણ્ (અ) |
| સીરસ | સ્+ઈ+ર્ (અ)+સ્ (અ) |
| સુરજ | સ્+ઉ+ર્ (અ)+જ્ (અ) |
| સેર | સ્+એ+ર્ (અ) |
| ઋષિ | ર્+ઉ+ષ્+ઇ |
| સમીર | સ્+અ.મ્+ઈ+ર્ (અ) |

| | |
|---|---|
| રાડ | ર્+આ+ડ્ (અ) |
| રામરસ | ર્+આ+મ્(અ)+ર્(અ)+સ્ |
| રાસ | ર્+આ+સ્ (અ) |
| રૂઢિ | ર્+ઉ+ઢ્+ઇ |
| રેખા | ર્+એ+ખ્+આ |
| રોકડ | ર્+ઓ+ક્(અ)+ડ્ (અ) |
| ઉમર | ઉ+મ્(અ)ર્ (અ) |
| અંબર | અમ્+બ્(અ)ર્ (અ) |
| અરમાર | અ+ર્(અ)+મ્+આ+ ર્(અ) |
| આવાન્તર | આ+વ્+આ ન્+ત્(અ)ર્(અ) |
| કોસમ | ક્+ઓ+સ્ (અ)મ્ (અ) |
| સપાટ | સ્(અ)પ્+આ+ટ્ (અ) |
| સનદી | સ્(અ)ન્(અ)+દ્+ઈ |
| સમક્ષ | સ્(અ)મ્(અ)+ક્ષ્ (અ) |
| સમર | સ્(અ)મ્(અ)ર્ (અ) |
| સવત્સ | સ્(અ)વ્(અ)+ત્+સ્ (અ) |
| કવચ | ક્(અ)વ્(અ)+ચ્ (અ) |
| ફતવા | ફ્(અ)+ત્(અ)વ્+આ |
| તમર | ત્(અ)મ્+અ+ર્ (અ) |

# पाठ सातमो

## विशेषनाम

**नियम ३६ मो.**—સઘળા વિશેષનામ પુરા લખવા અને તેની નીચે એક રેખ અથવા બે અલ્પવિરામનાં ચિન્હ લખવાં. પરંતુ કોઈ લખાણમાં એક અથવા અનેક વિશેષનામ વારંવાર આવે તો તે ટુંકાણમાં લખશો તો ચાલશે. માત્ર એવી વખતે દરેક વિશેષનામની નીચે એક રેખ અથવા બે અલ્પવિરામના ચિન્હ કાઢવાં ભુલવું નહિ.

જેમકે.—કૃષ્ણલાલ [illegible] ; ઇત્યાદિ.

## संख्यावाचक विशेषण

**नियम ३७ मो.**—સંખ્યાના આંકડા બતાવવા માટે જુદાં સ્વતંત્ર ચિન્હો આપ્યાં નથી. માટે ગુજરાતીમાંનાજ આંકડા ઉપયોગમાં લેવા. કારણ તે મૂળથીજ સંક્ષિપ્ત છે. પણ સો, હજાર, લાખ વગેરે બતાવવા ખાતર એક બે નિયમની જરૂર છે તે નીચે આપ્યા છે.

**(अ)** કોઇપણ આંકડાના માથાપર એક આડી રેખ કાઢીએ તો તે આંકડો લાખ દર્શાવે છે. જેમકે.—૭ = ૭,૦૦,૦૦૦; ઇત્યાદિ.

**(आ)** કોઇપણ આંકડાની વચ્ચે એક આડી રેખ કાઢીએ તો તે આંકડો હજારનો છે એમ સમજવું. જેમકે.—૪ = ૪,૦૦૦; ઇત્યાદિ.

**(इ)** કોઇપણ આંકડાની નીચે એક આડી રેખ કાઢીએ તો તે સોનો આંકડો છે એમ સમજવું. જેમકે.—૯ = ૯૦૦; ૫ = ૫૦૦; ઇત્યાદિ.

(६) ઉપરના નિયમને આધારે જો સો હજાર, સો લાખ, વગેરે એમ લખવું હોય તો ઉપરનાં ચિન્હો સાથે સાથે વાપરીને લખી શકાશે. જેમકે.—૩૦ = ૩૦,૦૦,૦૦,૦૦,૦૦૦; ૩ = ૩,૦૦,૦૦૦; ૮૫ = ૮૫૦૦; ઇત્યાદિ.

**नियम ३८ मो.**—સંખ્યાક્રમવાચક, સંખ્યાપૂરક અને બીજાં સંખ્યા-વાચક ક્રિયાવિશેષણો ફક્ત આંકડાથીજ દર્શાવવામાં આવે છે. જેમકે.—બે, બમણું, બેવખત=૨; પેહલું=૧; ત્રણગણું=૩; ચારચાર=૪; દસબાર=૧૦-૧૨; સોસો ૧; પચાસ=૫૦; વગેરે.

## विराम चिन्ह

**नियम ३९ मो.**—પૂર્ણવિરામ એક ચોકડી કાઢીને દર્શાવવું. જેમકે.—×.પણ બીજા વિરામચિન્હ તેમને તેમજ વાપરવાં. ધ્વનિ-લેખનમાં ક્વચિતજ પૂર્ણવિરામ સિવાય બીજાં ચિન્હો વાપરવાનો વખત મળે છે. જો લખવાની જરૂર પડે તો ફક્ત વાક્યાર્થ કાયમ રાખવા માટે પ્રશ્નાર્થ ચિન્હ વગેરે વાપરવામાં આવે છે. એવી વખતે વક્તા પોતેજ પોતાના કેહેવાની અસર શ્રોત્રાઓનાંપર કરવા માટે થોભે છે, અને ધ્વનિલેખકને વખત મળે છે. ગમે તેમ હોય તો પણ યોગ્ય વિરામ ચિન્હો લખવાં સારાં. નહિ તો કોઇ કોઇ વખત મૂળ અર્થ જરાવારમાં બદલાઈજાય છે. વિશેષકરીને પૂર્ણવિરામ જેવું વાક્ય પૂર્ણ કરનારૂં ચિન્હ ત્વરાથી લખતી વખતે પણ બહુ અગત્યનું થઈ પડે છે. નહિ તર વાંચતી વખતે પુષ્કળ ઘોટાળો થાય છે. અને વાક્યો એકબીજાની સાથે બંધ બેસતા નથી.

**नियम ४० मो.**—અપસારણ ચિન્હ — અને સંયોગચિન્હ - ને માટે અનુક્રમે મોટી ~~~~ અને નાની ~~ વાંકીચુકી આડી રેખ કાઢવી. ધ્વનિલેખનમાં અર્ધગોળ કૌંસ કાઢવાથી ઘોટાળો થાય છે. માટે એવો ( ) કૌંસ ન કાઢતાં ચોખંડો એટલે આવો [ ] કૌંસ કાઢવો.

## पुनरुक्ति

**नियम ४१ मो.**—કોઈ એક શબ્દ બે ત્રણવાર સામટો બોલવામાં આવે તો તે દરેકને માટે સ્વતંત્ર આકૃતિ ન કાઢતાં પહેલી સંપૂર્ણ આકૃતિ કાઢી તેની નીચે જેટલી વાર એ શબ્દ ફરીથી બોલાયો હોય તેટલી વાર રેખો કાઢવી. જેમકે રોહિદાસ, રોહિદાસ ; ઇત્યાદિ.

## द्विरुक्ति

**नियम ४२ मो.**—ક્ષણેક્ષણે, કકડેકકડા, હાથોહાથ, લપલપાટ, ઝડાઝડ વગેરે એકઅરખાં દ્વિરૂકત શબ્દ લખવાના આવે ત્યારે તે દ્વિરૂકત શબ્દનો પહેલો ભાગ લખીને તેનાપર '૨' ના ચિન્હ જેવી રેખ કાઢવી અને આગળનો ભાગ છોડી દેવો. આવા દ્વિરૂકત શબ્દ લખવા માટે કેટલાક જરૂરનાં નિયમ નીચે આપ્યા છે.

**(अ)** જે દ્વિત્ત પહેલા ભાગના પુનરાવૃત્તિથી બનેલા હોય તે ઉપર બતાવ્યાપ્રમાણે પહેલા ભાગ ઉપર લીટી મારીને લખવો. જેમકે.—

પજેપજે   પજે (પજે); ઇત્યાદિ.

**(आ)** જ્યારે દ્વિરૂક્તિમાં બે શબ્દમાં પ્રથમ શબ્દને વિભક્તિ લાગેલી હોયછે, કે તેનો અંત્ય સ્વર દીર્ઘ થયેલો હોયછે, કે તેમાં ફેરફાર થયેલો હોય છે, અને બીજો શબ્દ મૂળ સ્વરૂપમાં હોય છે, ત્યારે પહેલો શબ્દ વિભક્તી ઇત્યાદિ સાથે લખીને ઉપર જણાવ્યાપ્રમાણે તેના ઉપર લીટી મારવી અને છેવટનો શબ્દ છોડી દેવો. જેમકે.—ગામે ગામ

  ગામે (ગામ); ઇત્યાદિ.

(इ) જ્યારે દ્વિરૂક્તિના પહેલા શબ્દનો છેલ્લો એકજ અક્ષર કેટલેક ઠેકાણે લોપાય ત્યારે પહેલો શબ્દ લખીને તેનાઉપર ઉપર જણાવ્યાપ્રમાણે લીટી મારવી અને બીજો ભાગ છોડી દેવો. જેમકે.—

પોતપોતાને પોત (પોતાને); ઇત્યાદિ.

(ई) જ્યારે ઉપર (आं)માં જણાવેલા દ્વિરૂક્તિમાં કેટલેક સ્થળે સામાનાધિકરણવાચક ષષ્ઠીમાં હોય છે ત્યારે પહેલો શબ્દ વિભક્તિ સાથે લખીને તેનાઉપર ઉપર જણાવ્યાપ્રમાણે લીટી મારવી અને છેલ્લો ભાગ મુકી દેવો. જેમકે.—એકનોએક એકનો (એક); ઇત્યાદિ.

(उ) જ્યારે દ્વિરૂક્તિના શબ્દો અનુકરણવાચક હોય છે; અર્થાત્ પ્રાણી કે પદાર્થના પડવા, અકળાવા કે બોલવાના ધ્વનિપરથી થયેલા હોય છે ત્યારે પહેલો શબ્દ લખીને તેનાઉપર ઉપર જણાવ્યાપ્રમાણે લીટી મારવી અને છેલ્લો ભાગ છોડી દેવો. જેમકે.—લપલપાટ લપ (લપાટ); ઇત્યાદિ.

(ऊ) કેટલેક સ્થળે દ્વિરૂક્તિમાં પ્રથમ શબ્દના પ્રથમ વર્ણમાં ફેરફાર થઈ બીજા શબ્દ બનેલા હોય છે; આવા ફેરફારમાં પ્રથમ વર્ણને સ્થળે 'બ'કાર વિશેષ જોવામાં આવે છે; પરંતુ 'મ'કાર ને 'પ'કાર કે 'સ'કાર પણ જણાય છે. એવી દ્વિરૂક્તિમાંથી પહેલો શબ્દ લખીને તેનાઉપર ઉપર જણાવ્યાપ્રમાણે લીટી મારવી અને બીજો ભાગ છોડી દેવો. જેમકે.—લટકમટક લટક (મટક); ઇત્યાદિ.

(ऋ) જ્યારે પર્યાય શબ્દથી દ્વિરૂક્તિ થાય છે ત્યારે પહેલો શબ્દ લખીને તેના ઉપર લીટી મારવી અને છેલ્લો ભાગ છોડી દેવો. જેમકે.—ચાલચલગત ચાલ (ચલગત); ઇત્યાદિ.

## कळा ७ मी

### विशेषनाम

| | |
|---|---|
| વડોદરા | ખેડા |
| સુરત | પુણે |
| ભરૂચ | મહારાષ્ટ્ર |
| ગાંધી | હિંદુસ્થાન |

### पुनरुक्ति

ચિમનલાલ, ચિમનલાલ, દોડ, દોડ, દોડ.

### द्विरुक्त

| | |
|---|---|
| ક્ષણેક્ષણે | ક્ષણે (ક્ષણે) |
| કાગળપત્ર | કાગળ (પત્ર) |
| મોટમોટા | મોટ (મોટા) |
| હસાહસ | હસા (હસ) |
| નિરનિરાળા | નિર (નિરાળા) |
| પોતપોતાને | પોત (પોતાને) |
| ધમધમ | ધમ (ધમ) |
| પુરીબુરી | પુરી (બુરી) |
| ધંતરમંતર | ધંતર (મંતર) |
| ઉલટપાલટ | ઉલટ (પાલટ) |

# पाठ आठमो

## स्वरसंक्षेप

**नियम ४३ मो.**—કોઇ ચાર કે વધારે અક્ષરવાળા શબ્દમાં છેડેથી એક બે અક્ષર પહેલાં ઉ, ઊ, એ, ઐ, ઓ કે ઔ આમાંનો કોઇ સ્વર આવ્યો હોય તો તે સ્વર અને તેની પછીનાં એક બે અક્ષર છોડી દઇને આ મુકી દીધેલા અક્ષર દર્શાવવા આગળ બતાવ્યાપ્રમાણે બીજા શબ્દના અક્ષરની શરૂઆત કરવી. આથી સ્વરોચ્ચાર કાયમ રહીને છોડી દીધેલા એક બે અક્ષર પણ લક્ષમાં આવતાં હરકત પડતી નથી. નીચે આપેલી આકૃતિ પરથી પહેલી અપૂર્ણ શબ્દાકૃતિના છેવટની ટોચના કયા બિંદુથી આગળના શબ્દની શરૂઆત કરવી તે દેખાશે.

ઉપર............................................ઓ, ઔ.

સમાંતર————————————————એ, ઐ.

નીચે............................................ઉ, ઊ.

(अ) શબ્દના છોડી દીધેલા ભાગમાંના સ્વરનો ઉચ્ચાર 'ઓ' કે 'ઔ' હોય તો બીજા શબ્દની આકૃતિની શરૂઆત પહેલી અપૂર્ણ આકૃતિના માથાપરથી કરવી. જેમકે.—

આજે ગણેશોત્સવ છે.

વનૌષધિ ભારે ગુણકારક છે.

(આ) શબ્દના છોડી દીધેલા ભાગમાંના સ્વરનો ઉચ્ચાર 'એ' કે 'ઐ' હોય તો બીજા શબ્દની આકૃતિની શરૂઆત પહેલી અપૂર્ણ આકૃતિના છેવટના બિંદુના સમાંતર બિંદુથી કરવી. જેમકે.—

બળેલાને વિશેષ ન બાળો. 

કાલિદાસની વાકયશૈલી ઉત્તમ છે. 

(ઇ) શબ્દના છોડી દીધેલા ભાગમાંના સ્વરનો ઉચ્ચાર 'ઉ' કે 'ઊ' હોય તો બીજી આકૃતિની શરૂઆત પહેલી અપૂર્ણ આકૃતિની નીચેથી કરવી. જેમકે.—

કાર્ય સંપૂર્ણ થયું છે.
મધુર વાસ કોને ન ગમે.



**નિયમ ૪૪ મો.**—આ સ્વરસંક્ષેપની યોજનાથી જલદીથી લખવામાં સારો ફાયદો થશે. પરંતુ આવો સંક્ષેપ ફકત એક સ્વરજ છોડી દેવા ખાતર, અથવા તો એ સ્વર અંત કરતાં શબ્દની શરૂઆતની પાસે હોય તો ઉપયોગમાં લેવો નહિ. આ સ્વરસંક્ષેપથી નિદાન એક બે અક્ષર તો ગાળી દેવાજ જોઇએ. પરંતુ, અપૂર્ણ આકૃતિ કંઇ નહિ તો ત્રણ અક્ષરની તો રહેવીજ જોઇએ. નહિતર એવા શબ્દ વાંચતા અડચણ પડશે. એમ છતાં અનુકુળ પડે તો વારંવાર ઉપયોગમાં આવતા શબ્દો અપવાદરૂપે સમજી સ્વરસંક્ષેપ કરી લખવા.

## संयुक्त स्वर

**નિયમ ૪૫ મો.**—સંયુકત સ્વર 'ઐ' અને 'ઔ' એ વિષે પહેલા બે પાઠમાં વિવેચન કિધું છે. પરંતુ બીજા પણ થોડા સંયુકત સ્વર છે અને તે વિશેષકરીને 'ઈ'થી જોડાયલા હોય છે. આવી વેળા હૂકાકૃતિ સ્વરચિન્હમાં બીજો સ્વર જોડવો અને એ સંયુકત સ્વરચિન્હ બીજા

પાઠમાં બતાવ્યા પ્રમાણે 'ઐ' ની માફક ખુણો ન પાડતાં બીજા વ્યંજનને જોડવું. ઘણુંખરૂં આવા સંયુક્તો 'હ્' ના લોપથી ઉદ્ભવે છે. પરંતુ કઠીણ આકૃતિ કાઢવા કરતાં પાછળ નિયમ ૨૭ માં કહ્યા પ્રમાણે કમી મહત્વનો સ્વર છોડી દેવોજ સારો. વિશેષનામમાં આવી રીતે સ્વર છોડી દેવાતો નથી એ લક્ષમાં રાખવું. જેમકે.—સહીઓ

સ્(અ)(હ્)+ઇ+ઓ; સામાચિડીયુ

ચ+આમ્+આ+ચ્+ઇ+ડ્+ઇ (યુ), ઉ; ઇત્યાદિ.



# पाठ नवमो

## विभक्ती, सर्वनामो, इत्यादि

**नियम ४६ मो.**—વિદ્યાર્થીઓને સુગમ પડે તે ખાતર નામના સ્ત્રીલીંગ અને અનેકવચનરૂપ કરવાના પ્રત્યયો; નામ, સર્વનામ અને ક્રિયાપદ એમના વિભક્તી પ્રત્યયો વીગેરે નીચે આપેલાં છે. શિવાય દરેકને માટે ધ્વનીલેખનની આકૃતિઓ આપેલી છે. તેમજ જો કે સર્વનામોને કેટલાક વિવિક્ષિત અગર સ્વતંત્ર ચિન્હો આપ્યા નથી તો પણ મહત્વના અને વારંવાર આવનારા એવા સર્વનામ કેવળ અભ્યાસની સહેલાઈ ખાતરજ આગળ આપ્યા છે. જે ઠેકાણે × આમ ચોકડી કરી હશે તે ઠેકાણે 'સ્વરસંક્ષેપ'ની અવસ્થા બતાવવામાં આવેલી છે એમ સમજવું.

**स्त्रीलींगनो प्रत्ययो.**—

અણ, આણી, અણી, એણ, અડી, આ, આની, ઈ.

**अनेकवचनना प्रत्यय.**— ઓ

**विभक्ती प्रत्ययो, इत्यादि.**—

એ, એથી, એનાથી [અંતર], ઉપરથી [નીચે], કને, કીને, થી, થકી, ના, ની, નુ, ને, નાં, પરથી, પર, મા, માંથી, માટે, વડે, સાથે.

**क्रियापदना प्रत्ययो.**—

અડ, અવ, અવુ, અવવુ, અવાના, અવું, આવ, આડ, આવવુ,
ઈએ, ઉ, એ, ઓ, ઈશ, ઈશું, ઈશો, અશે, શો, શું,
શું, છે, છું, છીએ, હતો, હતી, હતું, હશો, હશે, તો, તા.

# ર્વનામો

આ

આઓ

આઓએ

આઓનો

આઓનું

આઓને, આઓની

આઓથી

આઓમાં

આથી

આપણા

આપણે, આપણી

આપણું

આપણો

આપણને

આપણાથી

આપણામાં

ઇતર

હું

હુંથી

હુંમાં

એ

એઓ

એઓએ

એઓથી

એઓમા

એઓને, એઓની

એઓનું

એઓનો

એઓનાથી

એઓનામાં

એથી

એમાં

એટલા

એટલી, એટલે

એટલું

એટલો

એકબીજું

આનો, એનો

આને, એને, એની, આણે, એણે, એણી

આનું, એનું

અન્ય

અન્યોન્ય

આમાં

અમુક

અમે

અમો

અમોથી

અમોમાં

અમને, આમને, એમની, અમણે, આમણે, એમણી

એમનું

એમનો

આમનાથી, એમનાથી

અમનામાં, એમનામાં

અમોને

અમારી

અમારું

અમારો

અમારાથી

અમારામાં

હુને

કોઈ, કંઈ

કોઈક, કંઈક

કેટલા

કેટલી, કેટલે

કેટલું

કેટલુંક

કેટલો

કેને, કેણે

કેણની

કેણનું

કેણનો

કેનાથી

કેનામાં

કોણ
કોણ, કોણે, કોની
કોનું
કોનો
કોનામાં
કોણમાં
કોણનું
કોણનો
કોણાથી
કોણને, કોણની
કોણનામાં
કોણથી
—જે
દરેક
તે, તો
તું
તુંથી
તુંમાં
તેઓ
તેઓએ
તેઓથી
તેઓમાં
તેઓનામાં
તેથી
તને, તુંને, તેને, તેની, તેણે
તેનું
તેનો
તેનાથી
તેનામાં
તેઓને, તેઓની.
તેઓનો
તેઓનાથી
તેમાં
તમે
તમોએ
તમોથી
તમોમાં
તમને, તેમને, તેમની, તેમણે

तेमनुं
तेमनो
तेमनाथी
तेमनामां
तमोने
तमोनुं
तमारी
तमारुं
तमारे
तमाराथी
तमारामां
तजथी, तुजथी
तजने, तुजने
तजमां, तुजमां
तारा
तारी
तारुं
तारो
ताराथी.

तारामां
पोते
पोताथी
पोतामां
पोताने, पोतानी.
पोतानुं
पोतानो
पोतानाथी
पोतानामां
प्रत्येक
परस्पर
फ़लाणुं
मे
मजथी, मुजथी
मजने, मुजने
मजमां, मुजमां
मने
मारी
मारुं

મારો

મારાથી

મારામાં

શા, શાં

શું

શો

શી

{શાને, શેને, શાણે, શેણે,
શાંને, શેંણે, શાંની, શેની

શાનું, શેનું

શાનો, શેનો.

શાથી, શાંથી

શામાં, શાંમાં

શેથી

શેમાં

બીજુ

બદલે

બધું

સઘળું

સર્વ

સહુ

સહુકોઈ

હરેક

હરકોઈ

## ક્રિયાવિશેષણો

કરતાં

ત્યાં

ત્યાંથી

પાસે

પાસેથી

આગળ

વિષયીં

શિવાય

મધ્યે

નજીક

પાછળ

સામે

નીચે

પછી

# ધ્વનિલેખક અને ધ્વનિલેખન

ધ્વનિલેખકે ધ્વનિલેખન વિષે ત્રણ મહત્વની વાત ધ્યાનમાં રાખવાની છે; અને તે એ કે, ભુલવગર લખવું, સંક્ષિપ્ત અથવા બની શકે તેટલી થોડી શબ્દાકૃતિ કાઢવી, અને નિયમિત અને અખંડપણે અભ્યાસ કરવો. આમાંની પહેલી બે બાબત આ પુસ્તકમાં આપેલા નિયમોના અભ્યાસથી પ્રાપ્ત થશે; પણ શિક્ષકની મદદ વગર શિખેલા ધ્વનિલેખકે પોતાનું લખાણ બીજા પ્રવિણ પાસે એક વખત ખાસ તપાસવવું કે જેથી કોઈ ગેરસમજ કે બીજા કારણે જે અચોકસપણે લખવાની ટેવ પડી હોય તે દૂર થઈજાય.

ત્વરાથી લખવાની ટેવ પાડવા માટે નિયમિત અને અખંડ રીતે અભ્યાસ કરવાનો મહાવરો રાખવો. અનિયમિતપણે પુષ્કળ મહેનત કરી હશે તો પણ તેનો બહુ ઉપયોગ થતો નથી. હમેશના મહાવરાને માટે કોઈ વાંચે અને આપણે લખીએ એ સિવાય બીજી સંતોષકારક રીત નથી. વાંચનારે એટલું ધ્યાનમાં રાખવું કે પોતાનો વાંચવાનો વેગ એકદમ ન વધારતાં ધીમે ધીમે વધારવો. જો વાંચનારનાં વેગ સાથે ઉતાવળથી લખાય નહિ, અથવા તો ઉતાવળ થવાથી લખાણ બગડે અને ન વંચાય એવું થવાની ભીતી રહે, તો વાંચનારને ધીમે વાંચવા કહેવું કે જેથી આપણું લખાણ અસ્પષ્ટ ન થાય અને ત્યાર પછી પાછો વેગ વધારવો. પણ આટલુ ધ્યાનમાં રાખવું કે જે આકૃતિઓ આપણે લખીએ તે સુવાચ્ય, સ્પષ્ટ, અને ભૂલ વગરની હોવી જોઈએ. એ સિવાય જલદીથી લખતાં આવડે તેટલા માટે જે આકૃતિઓ આપણે લખી હોય તે વાંચવી જોઈએ. વાંચવાથી ભુલ પકડાય છે. વિચાર ન કરતાં સહજ વારમાં ભુલ વગર લખાય એમાંજ ત્વરાથી લખવાની ગુરૂકુંચી છે.

વાક્પ્રચારમાંનાં શબ્દો એકએકની સાથે જોડવાથી જલદીથી લખવામાં મદદ થશે. પરંતુ વાક્પ્રચાર વિષેનાં પાઠમાંનાં નિયમ ઉપર સારૂ ધ્યાન આપવું.

**સંદર્ભ.**—પુષ્કળ વેળા એકજ જાતનાં ચિન્હનાં ભિન્ન ઉચ્ચારને લીધે એકજ આકૃતિનાં બબ્બે શબ્દ થઈ શકે છે. પણ તેમાં વધારે ચિંતા કરવા જેવું કાંઈ નથી. કારણ સંદર્ભ ઉપરથી બંધ બેસતો શબ્દ કયો છે તે તરતજ માલમ પડી આવશે. જેમકે—'સ્વસ્થ' અને 'સ્વસ્ત' આ

બંને શબ્દની એકજ આકૃતિ છે. પણ જ્યારે તે વાકયમાં

વપરાય છે ત્યારે તેનો યોગ્ય ઉચ્ચાર કયો છે તે જલદીથી લક્ષમાં આવી જશે. જેમકે.—'એ સ્વસ્થ બેઠો' અને 'પેલી ચીજ સ્વસ્ત મળી', ઇત્યાદિ. ધ્વનિલેખકો શરૂઆતમાં વારંવાર ફરિઆદ કરે છે કે દરેક શબ્દની જુદી જુદી અને સ્પષ્ટ આકૃતિ હોય તો સારૂં. પરંતુ એ ફરિઆદ આપોઆપજ દૂર થઈ જાય છે. પહેલાં તો આ શકય નથી, અને વળી ગુજરાતીમાં કોઈ કોઈ શબ્દોના જુદા જુદા અર્થ થાય છે. પણ તે જ્યારે વાકયમાં વપરાય છે ત્યારેજ તેનો અર્થ માલમ પડી આવેછે. જેમકે.—'મઠ' આ શબ્દ જો એકલોજ બોલીએ તો તેનો અર્થ શું હોય તે એકદમ સમજાતું નથી. પણ જો એજ શબ્દ વાકયમાં વાપરીએ તો તેનો અર્થ એકદમ સમજાશે. જેમકે.—'મગન મઠમાં જા' અને 'મગન મઠ લાવ', ઇત્યાદિ.

અત્યાર સુધી વિષયના અભ્યાસ બાબત આપણે વિવેચન કર્યું. હવે ધ્વનિલેખકનાં સાહિત્ય વિષે થોડી સૂચનાઓ આપીશું

__ટિપ્પણવહી.__—ધ્વનિલેખકની ટિપ્પણવહી ઘણુંખરૂં ચાર ઇંચ પહોળી અને સાત ઇંચ લાંબી હોય છે. પરંતુ પહોળાઈ જેટલી ઓછી તેટલી સારી. કારણ તેથી કરીને કાંડાને વધારે ત્રાસ પડતો નથી. ત્રણ ઇંચ પહોળાઈની ચોપડી વધારે અનુકૂળ પડશે. આ વહી લીટીવાળા

કાગળની ન હોય તો પણ ચાલે. લીટીવાળા કાગળપર ધ્વનિલેખન વ્યવસ્થિત, સ્પષ્ટ, અને સારૂ દેખાય છે. લીટી ઝાંખી રાતી હોવી જોઈએ અને તેની વચ્ચેનું અંતર જરા વધારે હોવું જોઈએ. વહી લંબાઈના ઉપરના છેડે સીવેલી હોવી જોઈએ જેથી કરીને પહેલું પાનું સરૂં થાય કે તે પાનાપરની છેલ્લી લીટી પાનું ઉથલાવતી વખતે બીજા પાનાપરની પહેલી લીટી સુધી આવી રહે. આવીજ રીતે વિશેષ શ્રમ લીધા વગર પાના એક પછી એક ઉથલાવાશે.

**'पेन' किंवा 'पेन्सील'.**—'પેન' વાપરવી કે 'પેન્સીલ' વાપરવી એ લેખકે પ્રથમજ નકકી કરવું. જો 'પેન્સીલ' વાપરવી હોય તો તે નરમ લીસી ને જલદીથી ન ઘસાઈ જાય એવી હોવી જોઈએ. નહિ તર 'પેન્સીલ'ની અણી એકદમ ઘસાઈ ચિન્હો જાડાજાડા આવશે ને તે વારંવાર બદલવી પડશે. 'પેન' વાપરવી હોય તો તે 'ફૌન્ટન પેન' અને તે પણ લખનારના વળની ઘણીજ અનુકુલ આવે એવી અને સોનાની ટાંકવાળી હોવી જોઈએ. લોખંડની હશે તો તે જલદીથી કટાઈ ચિરાઈ ખરાબ થઈ જશે. અને દરેક વખતે અનુકુળ આવે એવી 'પેન'ની પસંદગી કરવી મુશ્કેલ થઈ પડશે. સારામાંસારી 'પેન' મળી આવે તો પણ આપણી લખવાની ઢબને અનુસરતાં થોડો વખત પણ લાગે છે. માટે આવી રીતે વખતનો તેમજ પૈસાની ખોટો વ્યય ન કરતાં જે 'પેન' લઈએ તે સારી ટકાઉ ને અનુકુળ આવે એવી લેવી અને એક હાથે કાળજીથી વાપરવી.

**'पेन' किंवा 'पेन्सील' पकडवानी रीत.**—લખતી વખતે ટેબલપર કદી કાંડુ ટેકવવું નહિ અને તે તદન ઢીલું રાખવું. 'પેન' કે 'પેન્સીલ' જોરથી પકડી કાંડુ ટેબલપર ટેકવવાથી હાથને શ્રમ પોંચે છે. 'પેન' કે 'પેન્સીલ' એ અંગુષ્ટ, તર્જની અને મદયમાં વચ્ચે ઘણીજ ઢીલી પણ ચિન્હો સહેલાઈથી લખી શકાય એવી રીતે પકડવી. અનામિકા અને કરાંગુલિ એ થોડી વાળી વહી ઉપર મુકવી. હાથની કોણી ફકત ટેબલપર મુકવી. પરંતુ સઘળું વજન ડાબા હાથપર આપવું. ટેબલની બરાબર

સામે બેસી વહી જમણા હાથની સામે રાખવી અને ડાબા હાથની આંગળીઓથી વહીના પાનાની ડાબી બાજુ પકડી પાનું ધીમે ધીમે ઉપર સરકાવવું. ડાબી બાજુથી જમણી બાજુ તરફ ગતિવાળાં ચિન્હો સહેલાઈથી લખાય એટલા માટે 'પેન' કે 'પેન્સીલ' ડાબી બાજુ તરફ સહજ ઢળતી પકડવી. પરંતુ એ લખનારની પસંદગી ઉપર છે. 'પેન' કે 'પેન્સીલ' ગમે તેમ પકડો પણ તે એકજ દિશા તરફ ધરવી. 'પેન' પકડવામાં વારંવાર દિશા ફેરબદલ કરવાથી એકસરખી આકૃતિ આવતી નથી. તેથી કરીને હાથ દુખી આવી કંટાળો આવે છે. જો 'પેન્સીલ'જ વાપરવી હોય તો લખતી વખતે તેને વારંવાર ગોળ ગોળ ફેરવવી. જેથી તેની એકજ બાજુ ઘસાઈને જાડી થવાનો સંભવ રહેશે નહિ. અને તે સર્વ બાજુથી ઘસાઈ ઘણો વખત ચાલશે. આવી રીતે આંગળીઓને પણ દુખ થતું નથી અને આકૃતિઓ સારી આવે છે.



# पाठ दशमो

## उपसर्ग

**नियम ४७ मो.**—ધણુંખરૂં ત્રણથી વધારે અક્ષરનાં શબ્દોમાં એક ઉપસર્ગ આવ્યા વગર રહેતો નથી. આમાંના ઘણા ઉપયોગમાં આવે તેવા ઉપસર્ગ નીચે આપ્યા છે. જે લાંબા અને મહત્વના છે તે જલદી લખતાં સરળ પડે તેટલા માટે તેના સંક્ષિપ્ત અને સ્વતંત્ર ચિન્હ આપ્યાં છે. આ સ્વતંત્ર ચિન્હો જોડવાની અવસ્થાઓ આપી છે. તેનો કાળજીપૂર્વક અભ્યાસ કરવો.

અ, અણ, અતિ, અધસ્, અધિ, અન્, અનુ, અંતર, અપ, અપિ, અભિ, અમા, અલમ્, અવ અને અસ્તમ્.

આ અને આવિસ્.

ઇતિ અને ઇથમ્.

ઉત્, ઉદ્ અને ઉપ.

કુ, કમ્, કા અને કુ.

ગેર.

ચિર અને ચિરમ્.

તિરસ્.

દર, દિવા, દુર અને દુષ્ અથવા દુસ્.

ધિઃક.

ન, નક્તમ્, નમસ્, ના, નાના, નિ, નિર્, નિસ્, નિષ્, નીમ, નેક અને ન્યક.

પડ, પરા, પરિ, પશ્ચાત્, પુનર્, પુરસ્, પુરા, પ્ર, પ્રતિ, પ્રાક્, પ્રાચ્, પ્રાતર્, પ્રાદુર અને પૃથક.

ફટ.

બ, બદ્, બર્, બહિર્, બિન, બિલા, બે અને બેલા.

ભર.

મિથ્યા.

લા.

વિ અને વૃથા.

શમ, શનૈઃ, શ્રુત્ અને શ્વસ્.

સ, સત્, સદ્, સના, સમ, સર, સહ, સં, સાયમ્, સાક્ષાત્, સુ, સ્વ, સ્વયમ્, સ્વર અને સ્વસ્તિ.

હર, હમ્ અને હ્યસ્.

નીચે આપેલા **उपसर्गनां चिन्हो** જે શબ્દને એ જોડવાના હોય તે **शब्द[illegible]नी शरुआतनी टोच पर लखवा.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| અતિ | | તૂ | અતિસ્નેહ | | અતિ+સ્નેહ |
| અધિ | | તૂ+ઇ | અધિવેશન | | અધિ+વેશન |
| અધસ્ | | દ્ | અધઃપાત | | અધસ્+પાત |
| અનુ | | અન્ | અનુપાન | | અનુ+પાન |
| અન્તર | | અન્+ર્ | અન્તઃપૂર | | અન્તર્+પુ(ઊર) |
| અપિ | | પ્ | અપિધાન | | અપિ+ધાન |
| અભિ | | | અભિમુખ | | અભિ+મ્(ઉખ) |
| અલમ્ | | અમ્ | અલંકાર | | અલમ્+કાર |
| અપ | | આ | અપવાદ | | અપ+વાદ |
| અવ | | | અવનતિ | | અવ+નતિ |
| આવિર્ | | વ્ | આવિર્ભાવ | | આવિર્+ભાવ |
| આવિસ્ | | | આવિષ્કૃત | | આવિસ્+કૃ(ઉત) |

| | | | |
|---|---|---|---|
| ઉપ | ઉ * | ઉપચાર | ઉપ+ચાર |
| ઉત્ / ઉદ્ | ઉ § | ઉત્પતન | ઉત્+પતન |
| | | ઉદ્દાર | ઉદ્+આર |
| ગેર | ગ્ | ગેરઇનસાફ | ગેર+ઇનસાફ |
| ચિર / ચિરમ્ | ચ્ | ચિરકાલ | ચિર+કાલ |
| | | ચિરંજીવ | ચિરમ્+જીવ |
| દુસ્ / દુર્ | દ્ | દુષ્કાળ | દુસ્+કાળ |
| | | દુર્જન | દુર્+જન |
| દર / દિવા | ડ્ | દરદિન | દર+દિન |
| | | દિવાકર | દિવા+કર |
| ધિઃક્ | ધ્ | ધિઃક્કાર | ધિઃક્+કાર |
| નાના | ન્+આ | નાનાવિધ | નાના+વિધ |
| નિર્ / નિસ્ | ન્ | નિર્લજ્જ | નિર્+લજ્જ |
| | | નિશ્ચય | નિસ્+ચય |
| પરા / પુરા | પ્+આ | પરાજય | પરા+જય |
| | | પુરાતન | પુરા+તન |
| પરિ | પ્+ઈ | પરિણામ | પરિ+ણામ |
| પ્રતિ | પ્ર્ | પ્રતિવચન | પ્રતિ+વચન |

* ડાબી બાજુએ ઢળતું. § જમણી બાજુએ ઢળતું.

| | | | |
|---|---|---|---|
| પ્રાતર્<br>પ્રાદુર્ | પ્+આ | પ્રાતઃકાળ<br>પ્રાદુર્ભાવ | પ્રાતર્+કાળ<br>પ્રાદુર્+ભાવ |
| ફટ | ફ્ | ફટકેલ | ફટ+કેલ |
| બહિર્<br>બિન | બ્ | બહિરંગ<br>બિનચુક | બહિર્+અંગ<br>બિન+ચુક |
| સાયમ્ | સ્મ્ | સાયંકાળ | સાયમ્+કાળ |
| સ્વયમ્ | સ્વ્ | સ્વયંવર | સ્વયમ્+વર |
| સુર | સુ-સ્ | સુરસુમા | સુર+સ્ (ઉભા) |
| સહ | સ્ | સહવાસ | સહ+વાસ |
| સત્<br>સદ્ | સ્વ્ | સત્કાર<br>સદાચાર | સત્+કાર<br>સદ્+આચાર |
| અસ્તમ્ | ઓ | અસ્તંગત | અસ્તમ્+ગત |
| ઇતિ | ઇ | ઇતિહાસ | ઇતિ+હાસ |
| નેક | ન્+એ | નેકજાત | નેક+જાત |
| પુનર્ | પ્+ઉ | પુનર્વચન | પુનર્+વચન |
| બે, બેલા<br>બિલા | બ્+એ | બેભાન<br>બિલાશક | બે+ભાન<br>બિલા+શક |
| મિથ્યા | મ્ | મિથ્યાવાદ | મિથ્યા+વાદ |

**नियम ४८ मो.**—થોડા મ્હાવરા પછી આ ઉપસર્ગો અને પછીની આકૃતિ સાથે જોડશો તો હરકત નથી. આ ઉપસર્ગો જોડતાં ફક્ત એક વાત ધ્યાનમાં રાખવી, તે એ કે ઉપસર્ગ જે અવસ્થામાં અથવા જ્યારે તે છુટા લખ્યા હોય ત્યારે લીટીથી જેટલે અંતરે હોય છે તેટલેજ અંતરે તે રાખીને તેની પછીની આકૃતિ સાથે જોડવા. આથી કરીને ઉપસર્ગ સ્પષ્ટ થઈને વાંચતી વખતે ઘોટાળો થતો નથી.

જેમકે:—'સહકાર' અને 'સકાર' ... 'પ્રતિકાર અને પ્રકાર'

... ઇત્યાદિ. આ ઉપરથી વાંચતી વખતે એકદમ સમજાશે કે જે અર્થે એ અથવા વધારે ચિન્હો લીટીઉપર લખ્યા હોય છે તે અર્થે એક કે વધારે ચિન્હો ઉપસર્ગ દર્શાવે છે.

**नियम ४९ मो.**—જે ઉપસર્ગો સ્વર ચિન્હથી દર્શાવવામાં આવે છે તે ઉપરના નિયમ પ્રમાણે જોડવાં નહિ.

**नियम ५० मो.**—જ્યારે કોઇ ઉપસર્ગ સીધી અને આડી રેખથી અથવા ઉર્ધ્વગામી ચિન્હથી બતાવવામાં આવે ત્યારે ઉપસર્ગ પછીની આકૃતિ લીટીની ઉપરથી કાઢવી.

**नियम ५१ मो.**—જ્યારે એક કે વધારે ઉપસર્ગ સાથે આવે ત્યારે તે જોડીને લખવા. પણ આવા સંયુક્ત ઉપસર્ગો ૪૮ મા નિયમપ્રમાણે જોડવા નહિ.

# कळा ८ मी

| | | | |
|---|---|---|---|
| અતિદુષ્ટ | અતિ+દ્(ઉષ્ટ) | અવગુણ | અવ+ગ્(ઉણ) |
| અતિપીડા | અતિ+પીડા | અવદશા | અવ+દશા |
| અધર્મ | અધર્મ | અવકૃપા | અવ+ક્ર્(ઉપા) |
| અધિકૃત | અધિ+ક્ર્(ઉત) | આરોહ | આરોહ |
| અધિષ્ઠાન | અધિ+ષ્ઠાન | પ્રતિવૃત્ત | પ્રતિ+વ્ર્(ઉત્ત) |
| અધિદૈવત | અધિ+દ્(ઐવત) | ઉત્પથ | ઉત્+પથ |
| અનેક | અનેક | ઉન્નતિ | ઉત્+નતિ |
| અનર્થ | અનર્થ | ઉદીચી | ઉદ્+ઈચી |
| અનુતાપ | અનુ+તાપ | ઉપગ્રહ | ઉપ+ગ્રહ |
| અનુપ્ર | અનુ+પ્ર | ઉપવાક્ય | ઉપ+વાક્ય |
| અનુરૂપ | અનુ+ર્(ઉપ) | ઉપનામ | ઉપ+નામ |
| અન્તર્દૃષ્ટિ | અન્તર્+દ્ર્(ઉષ્ટિ) | કમજોર | કમજ્(ઓર) |
| અપશકુન | અપ+શક્(ઉન) | કુપાત્ર | કુપાત્ર |
| અપમૃત્યુ | અપ+મ્ર્(ઉત્યુ) | દુર્બળ | દુર્+બળ |
| અભિવચન | અભિ+વચન | નકામું | નકામું |
| અમાત્ય | અમાત્ય | નાખુશ | નાખ્(ઉશ) |
| અર્વાચીન | અર્વાચીન | નાનાછંદ | નાના+છંદ |
| અલંકૃત | અલમ્+ક્ર્(ઉત) | નાપસંદ | નાપસં(દ) |

| | |
|---|---|
| નાસ્તિક | નાસ્તિક |
| નિધાન | નિધાન |
| નિર્દય | નિર્+દય |
| નિષ્કલંક | નિસ્+કલં(ક) |
| નિસ્તેજ | નિસ્+તેજ |
| ન્યક્કાર | ન્યક્કાર |
| નીમાવાણિયો | નીમાવાણિયો |
| પરિપૂર્ણ | પરિ+પૂ(ઊર્ણ) |
| પરિવાર | પરિ+વાર |
| પરાક્રમ | પરા+ક્રમ |
| પુનર્વિવાહ | પુનર્+વિવાહ |
| પુનર્વાદ | પુનર્+વાદ |
| પુરાવૃત્ત | પુરા+વૃ(ઉત્ત) |
| પ્રતાપ | પ્રતાપ |
| પ્રાક્તન | પ્રાક્તન |
| પ્રાચીન | પ્રાચીન |
| બહિર્દૃષ્ટિ | બહિર્+દૃ(ઉષ્ટિ) |
| બિનમજૂરી | બિન+મજૂ(ઉરી) |
| બેદમ | બે+દમ |

| | |
|---|---|
| મિથ્યાચાર | મિથ્યા+ચાર |
| લાચાર | લાચાર |
| વિનય | વિનય |
| વિનાશ | વિનાશ |
| વિભાગ | વિભાગ |
| વિયોગ | વિય્(ઓગ) |
| વિવેક | વિવ્(એક) |
| વિસ્મરણ | વિસ્મરણ |
| સનાતન | સનાતન |
| સંતાપ | સંતાપ |
| સફળ | સફળ |
| સંવાદ | સંવાદ |
| સંયોગ | સંય્(ઓગ) |
| સરૂપ | સર્(ઊપ) |
| સરપંચ | સર+પન્(ચ) |
| સરપેચ | સર+પેચ |
| સહવાસ | સહ+વાસ |
| સુવાસ | સુવાસ |
| હાસ્તન | હાસ્તન |

# पाठ अगिआरमो

## प्रत्यय

**नियम ५२ मो.**—કેટલાક મુકરર કરેલા અને સામાન્ય પ્રત્યયો માટે નવમાં પાઠમાં કહેવામાં આવ્યું છે. પરંતુ બીજા કેટલાક પ્રત્યયો ગુજરાતીમાં વપરાય છે અને તે આગળ આપ્યા છે. બધા પ્રત્યયો પૂર્ણ લખવાં, પરંતુ જયાં સ્વરસંક્ષેપ વાપરી શકાય એવું હોય ત્યાં સ્વર-સંક્ષેપ યોજીને તેમને સંક્ષિપ્ત કરવા. પરંતુ આ લખનારની કૌશલ્યા-પર આધાર રાખે છે. આવા પ્રત્યયો માટે જુદા જુદા ચિન્હો મુકરર કરી આપવાનું કાંઈ પ્રયોજન દેખાતું નથી. કારણ કે જો તેમ કરવામાં આવે તો સંક્ષિપ્તો પાઠ કરવામાં વખત જશે અને કદાચ લેખનની સુવાચ્યતા માટે હરકત થઈ આકૃતિ દુર્બોધ થવાથી ઘોટાળો થવાનો સંભવ રહેશે. કારણ પ્રત્યયો લખવા અગર ગાળવા એ પહેલાનાં શબ્દની લંબાઈઉપર અવલંબી રહે છે.

## प्रत्ययो

અ, અક, અત, અર્થી, અધીન, અધ્યક્ષ, અન, અનીય, અન્વિત, અનુરૂપ, અનુસાર, અનેક, અંત, અન્તર, અણ્ડ, અંકિત, અભિમુખ, અવ, અવરોધ, અહે, અકી, અંદાજ, અણ, અણી, અણું, અણિ, અતી, અણુક.

આ, આઈ, આઉ, આઊ, આકુલ, આકીર્ણ, આક્રાંત, આટ, આટા–ટી, આડ–ડા–ડી–ડુ, આણ–ણા–ણી–ણું, આતુર, આત્મ, આર્ત, આના, આપ, આપત્તિ, આપન્ન, આપાર, આબ, આબાદ, આમણ, આમણી, આમા, આયત, આર–રા–રી–રો, આરૂઢ, આરોપ, આલ, આલુ, આવ–વા–વી, આવટ, આવર, આવિષ્ટ, આવેજ,

આવેશ, આવહ, આશ, આશય, આશી, આસ, આસે, આસ્પદ, આળા—ળું.

ઇ, ઇક, ઇત—તું, ઇન, ઇન્દુ, ઇમ, ઇમન, ઇમા, ઇય, ઇયસ, ઇસ, ઇલ, ઇષ્ઠ, ઇણું.

ઈ, ઈક, ઈઓ, ઈચો, ઈટિ, ઈણુ, ઈતિ, ઈન, ઈમિસ, ઈયિ, ઈરિ, ઈલિ, ઈલો, ઈવિ, ઈષિણુા, ઈષ્ઠિ, ઈસિ, ઈળિ.

ઉ, ઉક, ઉટી, ઉડા, ઉત્તર, ઉચ્છેદ, ઉત્થ, ઉદાર, ઉન્મુખ, ઉર, ઉરડા, ઉરી, ઉલ, ઉસ.

ઊ, ઊક, ઊત, ઊરગા, ઊરડા, ઊલ, ઊસ, ઊળ.

એ, એજ, એટા, એણુ, એતા, એય, એરા, એલા, એલી.

ઐયો.

ઓણુા, ઓતી, ઓટી, ઓપા, ઓશી, ઓસા, ઓર.

ક, કા, કી, કે, કટ, કટી, કડ, કડી, કણું કત, કન, કર—રી—રૂ, કલી, કલ્પ, કળ, કામ, કામુક, કાર, કારક, કારા, કાલીન, કિંચિત, કુચી, કુટ, કુલા—લી, કુળા, કૂળ, કૂર, કૃત, કો, કોળા.

ખા, ખાના, ખાનું, ખોર, ખુશ, ખુરા, ખોરા.

ગ, ગા, ગી, ગેં, ગટ, ગત, ગર, ગળ, ગમ્ય, ગર્ભ, ગ્રસ્ત, ગાર, ગાળો, ગિરી, ગીન, ગુર, ગૂત, ગેલા.

ઘાત, ઘ્ન, ધ્વસ્ત.

ચા, ચી, ચેં, ચટ, ચર, ચિંતક, ચીક, સ્યુત.

છજ્ઞ

જ, જન્મ, જા, જાત, જારા, જાલ, જી, જિત, જીવી.

ટ, ટા, ટી.

ઠ, ઠા, ઠી, ઠણુ.

ડ, ડા, ડી, ડુ.

ઢા, ઢળ.

ણ, ણા, ણી, ણું, ણાઇત, ણાર–રા– રૂ, ણુકા.

ત, તન તમ, તર, તવ્ય, તા, તિ, તી, ત્યક, ત્યાગ, ત્વ, ત્ર, ત્રા, ત્રિમ, તૃ.

થળ,થા.

દ, દા, દર્શી, દાયક, દાયી, દર, દાડ, દાર, દાન, દાની.

ધર, ધાર, ધારક, ધારી, ધ્યેય.

નવીસ, ના, નામા, નામું, નાશક, નિષ્ટ.

પ, પા, પી, પટ્ટી, પણ, પણા, પણું, પર, પરાયણ, પશ્ચાત્, પેઠ, પો, પ્રત, પ્રવણ, પ્રા.

ફટ, ફડ.

બા, બૂ, બર, બંદ, બરદાર, બાત, બાજ, બાન, બીન, બુદ્ધિ.

ભા, ભૂત, ભેદ.

મ, મય, મત, માન, માદ, મંત, મંદ, માલ, મર્યાદા, માત્ર, મિત્ર મું.

ય, યા.

ર, રા, રી, રૂ, રું, રે, રડ, રાવ, રૂઢ, રેજ.

લ, લા, લી, લું, લગ, લટ, લબ્ધ, લેલા, લ્યા.

વ, વા, વી, વું, વટ, વટી, વટું, વટો, વઠા, વડા, વણ, વત, વર, વરા, વરૂ, વલ, વલી, વળ, વળા, વળી, વંડ, વંત, વાઇક, વાડ,વાણા, વાણાર, વાન, વાર, વાલ, વાલા, વાળો, વિન, વ્ય.

શ, શા, શી, શહા, શાળી, શાહી, શીલ, શુન્ય, શૂર, શોખી.

સ, સા, સહ, સરા, સાનુ, સાદ્ય, સુટ, સુરા, સે, સ્ત, સ્તવન, સ્થ, સ્થાન.

હત, હર, હર્તા, હીન.

ળ, ળા, ળી, ળું.

ક્ષ.



# कळा ९ मी

| | | | |
|---|---|---|---|
| લડાઈ | લડાઈ | માનિતું | માનિતું |
| ઉડાઉ | ઉડાઉ | બોલી | બોલી |
| ચળકાટ | ચળકાટ | દેવી | દેવી |
| વેચાણ | વેચાણ | સાહેબી | સાહેબી |
| મિલાપ | મિલાપ | શાસ્ત્રી | શાસ્ત્રી |
| શિખામણ | શિખામણ | ધની | ધની |
| પથારી | પથારી | નાતીલો | નાતીલો |
| લુટારો | લુટારો | માસિક | માસિક |
| ગરિબાઈ | ગરિબાઈ | દુઃખિત | દુઃખિત |
| ઊંચાણ | ઊંચાણ | દુઃખી | દુઃખી |
| કુંભાર | કુંભાર | કુલીન | કુલીન |
| રંગારો | રંગારો | ઉતારૂ | ઉતારૂ |
| ઉન્હાળો | ઉન્હાળો | ગવૈયો | ગવ્(ઐયો) |
| ખટાશ | ખટાશ | આવક | આવક |
| અશ્મા | અશ્મા | બીહીકણુ | બીહીકણું |
| શરમાળ | શરમાળ | ડુબકી | ડુબકી |
| દયાળુ | દયાળુ | દસકો | દસકો |
| જોરાવર | જોરાવર | બેકી | બેકી |

| | |
|---|---|
| રામકૃત | રામક્ર(ઉત) |
| જાદુગાર | જાદૂ(ઉગાર) |
| જહાનગીર | જહાનગીર |
| મસાલચી | મસાલચી |
| દ્વિજ | દ્વિજ |
| ખ્વાજ | ખ્વાજ |
| દુષ્ટતા | દુષ્ટતા |
| કલમદાન | કલમદાન |
| વળણુ | વળણુ |
| દેણ | દેણ |
| કરણી | કરણી |
| ધાવણું | ધાવણું |
| વર્તણુક | વર્તણુક |
| રમત | રમત |
| ભણતર | ભણતર |
| સુખદાયક | સુખદાય(ક) |
| કદરદાન | કદરદાન |
| રચના | રચના |
| બોલનાર | બોલનાર |

| | |
|---|---|
| હુકુમનામું | હુકુમનામું |
| ઘડપણ | ઘડપણ |
| મેહેરબાની | મેહેરબાની |
| પાંચમું | પાંચમું |
| મધ્યમ | મધ્યમ |
| શ્રીમન્ત | શ્રીમન્(ત) |
| દોલતમંદ | દોલતમન્(દ) |
| રંગરેજ | રંગરેજ |
| સાચવટ | સાચવટ |
| ઉમેદવાર | ઉમેદવાર |
| તેજસ્વી | તેજસ્વી |
| સુખમય | સુખમય |
| કાલિમા | કાલિમા |
| પાથેય | પાથે(ય) |
| વાચાલ | વાચાલ |
| રથિન | રથિન |
| મુખ્ય | મુખ્ય |
| ત્વદીય | ત્વદી(ય) |
| વયસ્ય | વયસ્ય |

# पाठ बारमो

## वाक्प्रचार

**नियम ५३ मो.**—બે અથવા વધારે શબ્દો 'પેન્સીલ' ઉંચકયા વગર જોડવાથી જલદીથી લખવામાં મદદ થશે એ બિલકુલ નિઃસંશય છે. પરંતુ આવા બે કે વધારે શબ્દ એકઠા લખતી વખતે એટલું ધ્યાનમાં રાખવું કે તે શબ્દો એકમેકની સાથે વારંવાર વપરાતા હોવા જોઇએ. વાક્પ્રચાર આ શબ્દમાં કહેવતનો સમાવેશ થતો નથી. પણ જે શબ્દો એકમેકની સાથે હમેશાં નિયમીત રીતે વપરાય છે તેનોજ એમાં સમાવેશ થાય છે. આવા નિયમીત અને વ્યવસ્થિત રીતે એકમેકની સાથે વપરાતા સહેલાં અને નાના નાના શબ્દો જોડીને એક અખંડ આકૃતિમાં લખવા તદ્દન સ્વાભાવિક લાગે છે. પણ આવા વાક્પ્રચાર મગજને ખાલી મહેનત આપી ન વાપરતાં જે સ્વાભાવિક અને સહેલાઇથી લખાય તેજ વાક્પ્રચાર ઉપયોગમાં લેવા.

**नियम ५४ मो.**—જે વાક્પ્રચારની આકૃતિ સહેજવારમાં અને સ્પષ્ટ રીતે લખી શકાય તેજ વાક્પ્રચાર જોડીને લખવા. જે વાકયમાંના શબ્દો એક બીજા સાથે જોડવામાં ત્રાસ પડે અથવા તો જરાવારમાં લખી શકાય એવા ન હોય તો તે શબ્દ છૂટાજ લખવા. નહિતર ઉપરની કે નીચેની લીટીમાં જે લખ્યું હોય તેમાં આવી જોડાકૃતિનો છેડો ઘુસી જવાથી લખાણ અતિ ગુંચવાએલું, અસ્પષ્ટ અને દુર્બોધ થશે. સારાંશ એ કે ધ્વનિલિખક વાક્પ્રચાર યોજવામાં જોઇએ તેટલી કાળજી રાખે તો ખરેખરજ જલદી લખવામાં સહાય મળશે અને વાક્પ્રચાર યોજવાની ખરી ખુબી શું છે તે સમજાશે.

**नियम ५५ मो.**—વાક્પ્રચાર ઉપયોગમાં લાવવાથી ત્વરાથી લખવામાં મદદ થાય તો પણ જે વાક્પ્રચાર બનાવો તે હમેશાં ઠરાવિક

અને સામાન્ય પણ વારંવાર વપરાશમાં આવનારા શબ્દનાજ બનેલા હોવા જોઇએ. નહિતર ગમે તેમ અનિર્બંધ એક કે બે શબ્દ એકત્ર કરીને લખીએ તો તેથી વાંચનારને મહેનત પડે છે. એટલુંજ નહિ પણ તે આકૃતિનો જુદોજ શબ્દ થવાની બીક રહે છે. માટે વાક્પ્રચારમાંના શબ્દ રોજ વપરાતા અને વારંવાર સાથે આવનારા હોવા જોઇએ.

**નિયમ ૫૬ મો.**—વાક્પ્રચાર બિનચુક અને જલદી લખતાં આવડે તેટલામાટે લેખક પોતેજ પોતાના વાક્પ્રચારની નિવડણુક કરે તો ઘણુંજ સારૂં. આ નિવડણુક જ્યારે લખેલો મજકુર ફરીથી વાંચીએ ત્યારે અથવા રોજ કઈ વાંચિએ તે વખતે કરી લઈ એવા વાક્પ્રચારની જુદી એક ટીપ બનાવવી અને તે વાક્પ્રચાર હાથ બરાબર બેસે ત્યાંસુધી ફરીફરી લખવા. આમ કરવાથી હાથમાં ચાલાકી આવે છે અને આકૃતિ પણ મગજમાં બરાબર ઠસી જાય છે. પરંતુ આવી ટીપ લાંબી કરવામાં સઘળી શક્તીનો વ્યય કરવો નહિ.

**નિયમ ૫૭ મો.**—કયા વાક્પ્રચાર લખવા અને કયા છોડી દેવા એ લેખકના ધંધા ઉપર અવલંબી રહે છે. માટે એ પોતાની સવડપ્રમાણે ઠરાવવું. આ વાક્પ્રચાર લખવા માટે સ્વતંત્ર આકૃતિ ન લખતાં તેની સંક્ષિપ્ત આકૃતિઓજ લખવી. વાક્પ્રચારની સંક્ષિપ્ત આકૃતિ પૂર્ણ અને તુરત વંચાય એવી હોવાથી તે બનાવતી વખતે બહુ તો તેમાંના એક કે વધારે શબ્દનો થોડો ભાગ મુકી દેશો અથવા ટુંકાણમાં લખશો તો ચાલશે.

આગળ આપેલા વાક્પ્રચાર સામાન્ય છે. જુદા જુદા વિષયમાંથી બીજા વાક્પ્રાચર યોજવાનો માર્ગ બતાવવામાં એ મદદરૂપ થઈ પડશે.



# वाकप्रचा

લેખન સ્વાતંત્ર્ય
હિંદી રાષ્ટ્ર
રાષ્ટ્રીય શિક્ષણ
રાષ્ટ્રીય હક્ક
વિચાર સ્વાતંત્ર્ય
રાજકીય ઉન્નતિ
અધિકારી વર્ગ
રાજનીતીનું તત્વ
વિષયોની ચર્ચા
સ્વાભાવિક હક્ક
સાધારણ રીતે
સંપૂર્ણ રીતે
પ્રશ્ન થાય
અત્યંત જરૂરનો
અટલે સુધી પણ
સ્પષ્ટ રીતે
આખર સુધી
દુઃખ સહન

ચાલતો આવેલો
ઇચ્છતા હોઇએ
ઇચ્છીએ છિએ
ઇચ્છતા નથી
ભૂલ થઇ જાય
ખાદીનો પ્રચાર
ખુબ ભાર દઇને
વાદ છે
અત્યંત મહત્વનો
તત્વ ઉપર
અચળ શ્રદ્ધા
એમ થાય છે કે
અનુભવ ઉપરથી
સ્મરણ કરે છે
તો પછી
એટલુંજ નહિ
સ્પષ્ટજ છે
ઇચ્છા થાય

એમ માનતા હોઈએ

ખુના મરકી

અહિંસા વ્રત

આભાર માનું છું

મારો મત

ઇતિહાસની દૃષ્ટિ

મારી ખાત્રી છે

કેળવાયેલો વર્ગ

ઉમેદ છે કે

આશા છે કે

સ્વકીય અને પરકીય

યાદ આપું છું કે

આપ કૃપા

જ્યાં લગી

એક ક્ષણભર પણ

જ્યાં સુધી

ત્યાં સુધી

હું જાણું છું

હોય યા ન હોય

અભિપ્રાય છે

રજુ કરીશ

હેતુ સફળ

સામાન્ય રીતે

ચિંતા નહિ

હું ધારૂં છું કે

આભારી છું

ઠરાવ માન્ય

વિવેચન કર્યું

એનો વિપર્યાસ

એમ હું ઇચ્છું છું કે

હું કહું છું કે

તે એ છે કે

સમજવું જોઈએ

એ ત્યાજ્ય છે

એમ કહી શકાય

હોવી જોઈએ

કહ્યા પ્રમાણે

પાણી ફેરવ્યું છે

# पाठ तेरमो

## संक्षिप्तो

**नियम ५८ मो.**—ઘણુંખરૂં મોટા શબ્દોનો સંક્ષિપ્ત કરવો. આ લાંબા શબ્દ આગળ પાછળ લખવા જેમ કઠીણ અને ત્રાસદાયક લાગે છે તેમ ઘણી વખત તે ઉપરની કે નીચેની લીટીમાં ઘુસી જવાથી લખાણમાંથી ચોકસાઇનો લોપ થાય છે. પરંતુ શબ્દ સંક્ષિપ્ત કરતી વખતે એટલું યાદ રાખવું કે તે ત્રણ કિંવા તેથી પણ વધારે અક્ષરનો બનેલો હોવો જોઈએ. શબ્દ સંક્ષિપ્ત કરવો એ પણ સ્વર-સંક્ષેપને લીધે અથવા બીજા કોઈ કારણને લીધે જરૂરનો હોવો જોઇએ. ગમે તે શબ્દ સંક્ષિપ્ત કરીએ અથવા કોઇ નવો શબ્દ સંક્ષિપ્ત કરીએ તો તે વાંચતા કે ઓળખતાં મહેનત પડે છે. તેમજ બે કે ત્રણ અક્ષરમાં શબ્દ સંક્ષિપ્ત કરીએ તો તે શબ્દ કયો છે તેજ ઓળખવાની મારા-મારી પડે છે. 'બૌધ' અથવા 'જૈન' આજ શબ્દનો દાખલો લો. આ શબ્દને સ્વરસંક્ષેપ આપી સંક્ષિપ્ત કરીએ તો તેની જે આકૃતિ થાય તે બીજા ઘણા શબ્દો દર્શાવશે.

**नियम ५९ मो.**—સંક્ષેપ દેતી વખતે તે કોઇપણ રીતે અનિયમિત કે દુર્બોધ ન થાય તેની કાળજી લેવી જરૂરની છે. સ્વરસંક્ષેપ વાપરવાથી શબ્દ ટુંકો થાય તો તો સારૂંજ; પરંતુ તેમ ન થઇ શકે તો છેવટના એક કે બે અક્ષર છોડી દઇ તે ટુંકો કરવો. આવી વખતે સ્વર-સંક્ષેપની અવસ્થા જેવી બીજી કોઇ અવસ્થા તેમાં ન આવવા દઇ તે અપૂર્ણ શબ્દ પૂર્ણજ છે એમ સમજી આગળ લખવા માંડવું.

**नियम ६० मो.**—આગળ આપેલા સંક્ષિપ્તો ઉપરથી સંક્ષિપ્તો કેવી રીતે કરવા તે જણાશે. તેમ છતાં દરેકે સ્વતંત્રપણે પ્રયત્ન કરીને

તે બેસાડવા. પરંતુ તે તદ્દન અલાએદા કે સ્વતંત્રજ કરી ન નાખવા. પણ નિયમ પ્રમાણેજ રચાએલાં હોવા જોઇએ. એટલે કે તે એવાં સુબોધ હોવાં જોઇએ કે બીજા કોઇને પણ વાંચતાં હરકત પડે નહિ. નહિતર તે સંક્ષિપ્તો એકજ જણાની માલીકીનાં થઇ પડે છે એટલે જેણે રચ્યા હોય તેજ ઓળખી શકે છે. વળી તેમાંનાં કોઇનું રૂપાંતર કરતી વખત ભુલી ગયા તો તે સઘળાજ ભુલી જવાનો સંભવ રહે છે, અને તેથી કરીને રૂપાંતર કરતા કઠણ પડે છે.

નીચે આપેલી કળામાં જલદી લખવાની ટેવ પડે માટે લખાણમાં હમેશાં વપરાતાં અવ્યય વગેરે આપ્યાં છે તે યોગ્યજ માલમ પડશે. જ્યારે શબ્દ બહુ લાંબા હોય ત્યારે તે સમાસયુકત હોય છેજ. આવી વેળા સમાસ તોડીને લખવા કે જેથી કરીને આકૃતિ વિનાકારણ લાંબી થતી નથી.



# संक्षिप्तो

| | | | |
|---|---|---|---|
| અચાનક | અચાનક | આહો | આ(હ્)ઓ |
| અતિશય | અતિશ(ય) | કદાચ | કદાચ |
| અત્યારે | અત્(ય્) આર્(એ) | કદી | કદી |
| અંદર | અન્(દ)ર | કને | કને |
| અને | અન્(એ) | કરીને | કરીને |
| અરે | (અ)રે | કાજે | કાજે |
| અવશ્ય | અવશ્(ય) | કાલ | કાલ |
| અહો | (અહ્)ઓ | કે | ક્(એ) |
| અહિં | અ(હ્)ઇં | કેમ | કેમ |
| અહિંયા | અ(હ્)ઇં (ય્)આ | ક્યાં | ક્(ય્)આં |
| આઘે | આઘે | ક્યારે | ક્(ય્)આરે |
| આજ | આજ | છી: | છી(:) |
| આમ | આમ | જ | જ |
| ઉપર | ઉપર | જરા | જરા |
| ઊંચે | ઊંચે | જરૂર | જર્(ઊર) |
| એમ | એમ | જાણે | જાણે |
| ઓ | ઓ | છ | છ |
| ઓચિંતા | ઓચિંતા | જે | જે |

| | |
|---|---|
| જેમ | જેમ |
| જો | જો |
| જયાં | જ(યૂ)આં |
| જયારે | જૂ(યૂ)આર્ (એ) |
| ઝટ | ઝટ |
| ઠીક | ઠીક |
| તથાપિ | તથાપિ |
| તરત | તરત |
| તુરત | તુરત |
| તારે | તારે |
| તે | તે |
| તેમ | તેમ |
| તો | તૂ(ઓ) |
| તોપણ | તોપણ |

ટિપ :—આ ‡ શબ્દાકૃતિઓ તેની પૂર્વેની શબ્દાકૃતિને જોડવી.

| | |
|---|---|
| તમે | તમે |
| ત્યાં | ત્(યૂ) આં |
| ત્યારે | ત્(યૂ)આર્ (એ) |
| ન | ન |
| નક્કી | ન(ક્)કી |
| નહિ | ન(હિ) |
| નહિતો | ન (હ્) ઇતો |
| ના | ના |
| ને | ને |
| પણ | પણ |
| પરંતુ | પરં(તુ) |
| પડેલા તો | પ(ડ્) એલા તો |
| પહોર | પહોર |
| પાસે ‡ | પા (સે) |
| પેઠે | પેઠે |
| બહારથી | બહારથી |
| બહુ | બહુ |
| ભણી | ભણી |

| | | | |
|---|---|---|---|
| ભલે | ભલે | હજી | (હ્)અજી |
| મા ‡ | મ્(આ) | હજુ | (હ્)અજુ |
| માટે | મા(ટે) | હમણા | (હ્)અમણા |
| માથી ‡ | મા(થી) | હવે | (હ્)અવે |
| મારફત | મારફત | હા | (હ્)આ |
| યાતો | યાતો | હાલ | (હ્)આલ |
| રૂએ | રૂ(ઉએ) | હે | (હ્)એ |
| રે | રે | હેઠે | (હ્)એઠે |
| લીધે | લી(ધે) | હેઠળ | (હ્)એઠળ |
| વચ્ચે | વ(ચ્)ચે | હોણુ | (હ્)ઓણુ |
| વડે | વડે | ક્યાંથી | ક્(ય)આંથી |
| વતી | વતી | સામ્રાજ્ય | સામ્રાજ્(ય) |
| વા | વા | વ્યાવહારીક | વ્યાવહારિક |
| વારૂ | વારૂ | અધ્યક્ષ | અધ્યક્ષ |
| વાસ્તે | વાસ્તે | દેશકાજ | દેશકાજ |
| વિના | વિના | સમકાલીન | સમકાલીન |
| સાથે | સા(થે) | દેશોન્નતિ | દેશ(ઓન્નતિ) |
| સારૂ | સારૂ | રાજકીય | રાજકી(ય) |
| સુધી ‡ | સ્(ઉધી) | માનહાની | માનહાની |

# છેવટના બે શબ્દ

હવે છેવટના બેજ શબ્દ કહેવાના બાકી છે. ઘણી વખતે શીખતી વેળા આપણો હેતુ જલદી પાર પાડવા માટે આપણે ઉત્કંઠાથી પુષ્કળ મહેનત કરીએ છીએ; અને પછી એમ થાય છે કે ચોપડીમાંનાં નિયમોનો અભ્યાસ પુરો થયો કે જલદી લખતાં આવડવુંજ જોઇએ. એમ ન થાય તો આપણામાં નિરૂત્સાહ ઉત્પન્ન થાય છે. આમ થવાથી આપણી ઉત્કંઠા અથવા મનોવૃત્તિ આપણા હેતુના ઉચ્ચ શીખરની એટલી પાસે લાવી મુકે છે કે આપણે અનુભવની સાદી અને સરળ વાત પણ ભુલી જઇએ છીએ. ફક્ત વર્ણમાળાનો અભ્યાસ કરીએ કે જલદી લખતાં આવડવુંજ જોઇએ કે કેમ તે આપણા રોજનાં ઉદાહરણ ઉપરથી માલમ પડશેજ. ગુજરાતી બીજી કે ત્રીજી ચોપડીનાં છોકરાને શું વર્ણમાળા આવડતી નથી ! તો પછી તેને કારકુંનના જેવી લખવાની ઝડપ અને ઢબ શામાટે ન આવડવી જોઇએ !! એવી રીતે આજના વિદ્યાર્થીઓને શીઘ્રધ્વનિલેખક બનાવવા છે તે માટે તેને લખવાનો મહાવરો અવશ્ય છે. ફક્ત નિયમોનો અભ્યાસ તેને બહુતો ભુલ વગર અને સંક્ષિપ્ત લખતાં શીખવશે. પરંતુ જલદી લખતાં આવડવું એ લખવાની ટેવ ઉપર સઘળો આધાર રાખે છે એ કદી વિસરવું નહિ. માટે જેટલા ઉત્સાહ અને જોમથી જલદી લખવાની ટેવ પાડીએ તેટલું જલદી અને સહેલાઇથી તમારી લખવાની ગતી વધશે. દરેક કળામાં પૂર્ણ અને અસાધારણ પ્રવિણતા ન મળે તો પણ સામાન્ય હોશિઆરી મેળવવી કાંઇ અશકય નથી. કદાચિત ચંચળ બુદ્ધિવાળો વિદ્યાર્થી જલદી શિખશે અને થોડાજ દિવસમાં ત્વરાથી લખવાની ટેવ પ્રાપ્ત કરી તેમાં અસાધારણ પ્રવિણતા મેળવશે, જયારે તદ્દન નબળા મગજવાળા વિદ્યાર્થીને થોડા દિવસ વધારે લાગશે. પરંતુ સામાન્ય હદ સુધી તો તે ખચિત પોહોંચશેજ. વખત પસાર થવા તરફ વિદ્યાર્થીઓએ લક્ષ ન આપતાં કળામાં પ્રવિણતા મેળવવા તરફ ધ્યાન આપવું

અને જે પ્રયત્ન કરીએ તે સ્થિર મનથી અને પૂર્ણપણે અભ્યાસ કરી કરવો. ઉતાવળથી પ્રયત્ન કરી લખાણનું વળણ બગાડવું નહિ. કદી આવા ઉતાવળના પ્રયત્નથી યશ મળે તો તે લાંબો વખત સુધી ટકતો નથી. એટલુંજ નહિ પણ કોઈ કોઇ વાર આવા પ્રયત્નથી ફરી એક ડે એકથી શરૂઆત કરવાની જરૂર પડે છે. અંતે એકજ બાબત વિષે ઉલ્લેખ કરવાનો છે અને તે એ કે ઘણી વખત વિદ્યાર્થીઓ સંક્ષિપ્ત લખવું એટલે ત્વરિત લખવું એમ સમજે છે. પણ આવી ગેરસમજ એ ફક્ત કાચા અને ઉતાવળીઆ અભ્યાસની નિશાની છે. માત્ર સંક્ષિપ્તો ઉપયોગમાં લાવવાથીજ જલદી લખતાં આવડે એ સમજ ભુલભરેલી છે. જલદી લખવા માટે ધ્વનિલેખન કળા ઉપર લાંબા અભ્યાસથી સ્વામિત્વ મેળવવું અવશ્ય છે.



# शीघ्रध्वनिलेखन सरणी

## महात्मा गांधीजीनुं चोपाटी परनुं भाषण

લોકમાન્યના નામમાં રહેલા જાદુએ ગઇ કાલે શેઠ સોબાનીના મેદાનમાં બે લાખ માણસની મેદનીને આકર્ષી હતી. મ્હારે માટે તો એ દૃષ્ય હૃદય ઉભરાવે એવું હતું. આ રમ્ય મુંબાઇ નગરીએ ગઇ કાલે જે અગ્નિ પ્રગટાવ્યો તે પારસીઓના આતશબ્હેરામની પેઠેજ નિરંતર અખંડપણે બળતો રહેવો જોઇએ અને તેમાં આપણો બધો મેલ ભસ્મ થવો જોઇએ. [૫૦] કાલે આપણે પરદેશી કાપડ બાળીને આપણો મ્હોટામાં મ્હોટો બાહ્ય મેલ બાળ્યો. આ પવિત્ર કૃત્યને આપણે ભવિષ્યમાં કદિ પણ પરદેશી કપડાંને સ્પર્શ ન કરવાની આપણી પ્રતિજ્ઞાની નિશાનીરૂપ ગણીએ. હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહુદી હરકોઇ ધર્મ પાળનારી એકએક કોમો, જેમણે હિન્દુસ્તાનને પોતાનું વતન કર્યું છે, તે દરેકને સારૂ પરદેશી કાપડની અસ્પૃશ્યતા [૧૦૦] એ ધર્મ છે. એને જ આપણે હિન્દુસ્તાનના દરેક ધર્મનું એક આવશ્યક કુદરતી અંગ કરી મૂકીએ. પ્રત્યેક ધર્મનિષ્ટ હિન્દુને સારૂ અંત્યજવર્ગની અસ્પૃશ્યતા એ જેટલી પાપરૂપ છે તેટલીજ વિદેશી કાપડની અસ્પૃશ્યતા દરેક હિંદીને સારૂ પુણ્યરૂપ હોવી જોઇએ. આ દૃષ્ટિએ ગઇ કાલે આપણે જે યજ્ઞ કર્યો તે અલૌકીક હતો એમાં સંદેહ નથી. [૧૫૦] લોકમાન્યની પુણ્યતિથિને આમ ઉજવીને મુંબઇએ પોતાની જાતને ખરેખર દીપાવી છે.

લોકમાન્યના જીવનને યાદ કરીને તેમના મહાન આપભોગ, તેમની અડગ હિમ્મત, તેમની નિર્ભયતા અને તેમની ભવ્ય સાદાઇને આપણે અંતરમાં ભરીએ. દેશસેવાને તેમણે ધર્મની પાયરીએ ચડાવી. એ ધર્મને માથે ચડાવી એમના સ્વરાજ્યના સ્વપ્નાને સાચું કરી બતાવવા આપણે આપણાં જીવન સમર્પણ કરીએ. [૨૦૦] સ્વરાજ્યસ્થાપનાથી ઓછું બીજુ કોઇપણ સ્મારક એમના પુણ્યસ્મરણને માટે યોગ્ય ન જ ગણાય.

અને જેમ મ્હેં કાલે કહ્યું તેમ સાચો સ્વદેશી ધર્મ અંગિકાર કર્યા સિવાય હિન્દુસ્તાનનો તરણોપાય નથી. તેથી જ કાલે આપણે જે અગ્નિ પ્રગટાવ્યો તે જ સાચો અને આવશ્યક બલિદાનનો અગ્નિ હતો.

અને જે બાહ્યસૃષ્ટિને વિષે સાચું છે તે જ [૨૫૦] અંતરસૃષ્ટિનો વિષે પણ તેટલુંજ સાચું છે. મારે મન તો ગઇ કાલનો બાહ્ય અગ્નિ આપણાં હૃદય તેમ જ બુદ્ધિની બધીજ દુર્બળતાઓને ભસ્મ કરનારા આંતર-અગ્નિનો સૂચક હતો. એ અગ્નિમાં શુદ્ધ થઇને નિકળેલી આપણી બુદ્ધિને સ્વદેશીમાં રહેલો સાચો આર્થિક ઉદ્ધાર દેખાયા વગર રહેશે નહિ. અને એવી વિશુદ્ધિ પામેલાં આપણા અંતઃકરણથી પરદેશી કાપડની મોહની [૩૦૦] સામે આપણે દૃઢ બનવું જોઇએ. હિન્દ બ્હાર પર-દેશી કાપડના ચાહે તે ફાયદા હોય પણ હિન્દનું તેમાં કલ્યાણ છે જ નહિ.

આમ ગઇ કાલે આપણે પ્રગટાવ્યો તે અગ્નિ જો સાચા બલિદાનનો હોય, લોકમાન્યના પુણ્યસ્મરણને ઉજવવા આજે અહીં આપણે ભેળા થયા છીયે તે આપણી પૂજાભકિત જો સાચી હોય તો, આપણે આપણી [૩૫૦] જાતને કે પ્રજાને છેતરતાં ખૂબ સાવચેત રહીએ. ખાદી ઝપાટા-ભેર પ્રતિષ્ટિત વર્ગનો પોશાક થતી જાય છે, અને શુભ પ્રસંગો ઉપર પણ હવે પછી વિદેશી મલમલ કે રેશમ નહિ પણ પવિત્ર ખાદીજ આપણો શણગાર બને એવો આપણે ઉદ્યોગ કરીએ. એ પવિત્ર ખાદીજ આપણા એકેએક શુભ અને પવિત્ર પ્રસંગોનો પોષાક હોય. કારણ એ [૪૦૦] ગરીબોના હાથનો ધંધો કાઢી લઇ તેને બળજોરીથી બેકાર બનાવીને કે ભૂખે મારીને વણેલી નહિ પણ ઝુંપડાના ઉદ્યોગોને સજીવન કરી ગરીબમાં ગરીબ મજૂરના ઘરમાં પણ રસ મુકનારી બરકત અને ઋદ્ધિની સૂચક છે.

અને ગઇ કાલના યજ્ઞનો તેમ જ આજથી બરાબર એક વર્ષ ઉપર જે જગાએ આપણા પુણ્યશ્લોક લોકમાન્યના દેહને આપણે અગ્નિ-દેવને [૪૫૦] અર્પણ કર્યો તેજ સ્થાન ઉપર મળેલા આ મહાન દબ્યનો જો એજ અર્થ હોય તો જેમ કરેલા ઠરાવમાંથી પાછું હઠવાની વાત

આપણા મ્હોંમાં કદિ હોય જ નહિ, તેમ મનને મનાવવાની કે ખોટા ડોળ દેખાડવાની પણ વાત હોય નહિ. પરદેશી કાપડનો ત્યાગ આપણે હમેશને માટે કરી દેવો જોઇએ. જેમ ચોખ્ખામાં ચોખ્ખું દૂધ [૫૦૦] પણ તેમાં ઝેરનો ભેળ થવાથી તદ્દન નિરૂપયોગી બની કેવળ નાંખી દેવાને જ યોગ્ય થઇ પડે છે તે જ મુજબ આપણી પાસેનાં વિદેશી કપડાં પણ આપણે માટે તેટલાં જ નકામાં છે એ આપણને ઠસી જવું જોઇએ. અને જો પરદેશી કપડાં આપણને કોઇ પણ દિવસને માટે નકામાં જ છે તો પછી તેને [૫૫૦] નાહક ટ્રંકો કે આલમારીઓમાં ભરી મૂકવાં એ પણ નકામો બોજો નથી શું? યુરોપમાં શું એકાદ વસ્તુ ગમે તેટલી કિમતી હોય તોપણ એક વખત તે ફેશનમાંથી નીકળી ગઈ એટલે તેને રદ કરવાનો રિવાજ નથી? આ ચેતવણી હું અત્યારે આરંભથી જ એટલા માટે આપી રહ્યો છું કે તમે ઘણાએ 'આગળ ઉપર કોઈ દિવસ [૬૦૦] વાપરીશું' એ વિચારે પોતાનાં ઘણાં કપડાં સંઘરી રાખ્યાં છે અને માત્ર થોડાંક જ તજ્યાં છે! પરદેશી કાપડનો ત્યાગ એ કંઇ પૈસા કે ઘરેણાં આપવાના જેવો નથી કે જેમાં કુલ સંગ્રહમાંથી માત્ર અમુક જ ભાગ આપી દીધે ચાલી શકે. પરદેશી કાપડનો ત્યાગ એ તો ઘરનો કચરો કાઢવા સમાન છે. અને સુઘડ [૬૫૦] ગૃહિણી જેમ ઘરનો ખૂણેખાંચરે સિફતે વાળીઝાડીને ક્યાંય ચપટી રજ પણ ન રહેવા દઇ ઘરને આભલા જેવું રાખે તેમ આ પરદેશી કાપડરૂપી કચરાથી પણ આપણે આપણાં શરીર અને ઘર झाडीझपटीने साफ करी देवां जोइए. जो आपणी बजारोमां परदेशी कापडने आपणे केवळ अपवादरूप ज करी मूकवुं होय तो આપણા શૉખમાં ક્રાંતિ કરી [૭૦૦] નાંખી આ ભભકાદાર પરદેશી માલની મોહનીમાંથી આપણે ઉગરી જ જવું જોઇએ. જો ગાંડા થઇશું તો પરદેશી બનાવટની નકલી ખાદીઓથી આપણે ઘેરાઈ પડીશું. આ બધાથી બચવા આ ક્રાંતિનો કાળ વીતતાં સુધી જાડી વગર ધોએલી ખાદી જ આપણે માટે ઉત્તમ વસ્તુ છે.

હું સ્વદેશી ઉપર આટલો ભાર મૂકું છું, કારણ એમાં જ હું [૭૫૦] આપણી શકિતઓને પૂરેપૂરી ખીલવવાની અને અપણાં આબાલવૃદ્ધ

લાખો સ્ત્રીપુરૂષોની પરીક્ષાની તક જોઈ રહ્યો છું. જો હિંદુસ્તાન એકદિલ બનીને આ બાબતમાં ઉદ્યમ કરે તો જ આ પ્રવૃત્તિ પાર ઉતરે એમ છે. અને સ્વદેશીની પ્રવૃત્તિને વિષે હિંદુસ્તાન એટલું કરી વળશે તે દિવસે સ્વરાજ્યની ચાવી એને હાથ લાગી ગઇ હશે; તે દિવસે નાશની [૮૦૦] તેમ જ ઉત્પત્તિની બન્નેની કળા શાસ્ત્રીય ઢબે એણે હાથ કરી લીધી હશે.

હવે એક જ વાત કહીને હું પૂરૂં કરીશ. જે સ્થળે આપણે ગઇ કાલે આપણા પાપનો અંશ બાળ્યો તે સ્થાન આપણે માટે પવિત્ર બન્યું છે. શેઠ સોબાનીએ સ્વરાજ ફાળામાં ઉદાર રકમ ભરી છે. શિવાય લડતને તેમણે પોતાનો પુત્ર આપ્યો [૮૫૦] છે. આટલી સખાવત સાથે જ એમની જે જગાપર આપણે ગઇ કાલનો પવિત્ર વિધિ ઉજવ્યો તેટલી જગા પણ એ પવિત્ર કાર્યનું સ્મારક ઉભું કરવાને સારૂ એઓ દેશને આપી દેશે એવી હું આશા રાખું છું. તે જ પ્રમાણે આજે જયાં આપણે ભેળા થયા છીએ અને જયાં આપણે એક વર્ષ પર લોકમાન્યના દેહાવશેષને અગ્નિસંસ્કાર [૯૦૦] કર્યો તે જગા પણ આપણે આપણા રાષ્ટ્રીય સ્મારકને સારૂ મેળવવી જોઇએ. આજ સ્થળે તેમની ભસ્મમાંથી અસહકારનો જન્મ થયો. ઑગસ્ટના ૧ લી તારીખે જ અસહકારનો આરંભ થયો.

અને ગઇ કાલે ભાઇ ઉમર સોબાનીની જમીન ઉપર જ પ્રજાએ તો મ્હારે મન જે સ્વરાજ્યની મજલરૂપ છે તે કાર્યની શરૂઆત કરી છે, અને હું ઇશ્વરને [૯૫૦] પ્રાર્થના કરૂં છું કે આવતી ૩૦ મી સપ્ટેમ્બરને દિવસે હિન્દ મોળું ન નિવડે.

છેલ્લે સ્વયંસેવકોને વિષે એક શબ્દ કહી લહું. આપણી ઉપર એક એવું તહોમત મૂકવામાં આવે છે કે આપણામાં યોજના કરવાની કે તે પાર ઉતારવાની શક્તિ નથી. ગઈ કાલનો મેળાવડો આ તહોમતનો જવાબ છે. પોલિસની કશી જ મદદ ન [૧૦૦૦] હોતી માગવામાં આવી, છતાં બધું નિર્વિઘ્ન પાર પડયું. કપડાં ઉઘરાવવાથી માંડીને બાળવા સુધીનું

બધું જ કાર્ય સ્વયંસેવકોને હાથ હતું. તેઓને તેમ જ બીજા જેઓ આ મહાકાર્યમાં રોકાયા હતા તેમને ધન્યવાદ ઘટે છે. આવા ધૈર્યની, શાંતિની, દૃઢતાની ને બંદોબસ્ત રાખવાની શક્તિ મેળવીને જ આપણે સ્વતંત્રતા મેળવવાની આશા રાખીએ છીએ. [૧૦૪૯]



## शीघ्रध्वनिलेखन लखाणोना नमुना

મને અને મારા સહાધ્યાયી શ્રી૰ પેટીવાલાને વડોદરા રાજ્ય તરફથી ગુજરાતી શીઘ્રધ્વનિલેખન પદ્ધતિ શીખવાને જૂન૧૯૨૫ માં મોકલવામાં આવ્યા હતા. ત્રણ મહિના શીખ્યા પછી ગુજરાતીમાં ઘણામાંઘણું એક મિનિટમાં ૧૫૦ શબ્દો બોલનારા બોલે અથવા વાંચનારા વાંચી શકે તેટલી ઉતાવળથી અમે લખીએ છીએ. પછી ત્રણ મહિનામાં મરાઠી અને હિંદી ભાષણો પણ અમે ભૂલવગર લખવાને શક્તિવાન થયા છીએ.

S. M. Shah
1/9/25

[ रूपांतर माटे पृ. ७८ उपर मराठी [illegible] नो मजकूर जुओ.]

# मराठी

काल जें येथें व्याख्यान झालें, त्यानंतर दुसरें व्याख्यान देण्याचा बहुधा प्रसंग येणार नाहीं असें मला वाटलें होतें. स्वराज्यासंबंधीं ज्या दोनचार कांहीं सामान्य गोष्टी आहेत त्या एका तासांत जितक्या मला सांगतां येणें शक्य होतें, तितक्या त्यावेळीं मीं सांगितल्या आहेत. परंतु हा विषय असा आहे कीं, त्यावर एक काय दहा व्याख्यानें झालीं तरी तीं पुरीं पडणार नाहींत. तेव्हां कालच्या विषयाला अनुलक्षून काल ज्या कांहीं गोष्टी सांगण्यांत आल्या नव्हत्या, अशा प्रकारच्या स्वराज्यासंबंधानें दुसऱ्या दोन गोष्टी, ज्यामुळें त्याच विषयाचें अधिक स्पष्टीकरण होईल, अधिक समजूत पटेल, लोकांच्या मनांतील कल्पना अधिक विशद होतील, अशा प्रकारें आज त्या विषयावर पुन्हा मीं बोलणार आहें. साधारणतः माझें मत असें आहे कीं, आम्हांला ज्या कांहीं सुधारणा पाहिजे आहेत, त्या स्वराज्याच्या सुधारणा होत. आपल्याला माहीत असेल 'वृद्ध जरठीतीन्याय' तो असा आहे कीं, त्या म्हाताऱ्या बाईला देवता प्रसन्न झाल्यानंतर तिनें काय मागावयाचें याचा विचार केला, आणि असें सांगितलें कीं, देवतेपासून असा वर मागितला कीं, माझे नातु सोन्याच्या ताटांत जेवतील असें मी प्रत्यक्ष पाहीन, असा वर देवतेनें मला द्यावा. म्हणजे तिनें तोंपर्यंत हयात रहावें, मुलगा व्हावा, त्यानें संपत्ति मिळवावी वगैरे वगैरे या एका लहानशा वरामध्यें सगळा अर्थ एका ठिकाणीं येतो. तद्वतच स्वराज्याची गोष्ट आहे.

**—नगर येथील व्याख्यान—लो० बा. गं. टिळक**

### शीघ्र- निलख



### शीघ्रध्वनिलेखन-सरणीचा मासला

मी व माझे सहाध्यायी श्री॰ शहा यांस बडोदा राज्यांतून गुजराथी शीघ्रध्वनिलेखन पद्धति शिकण्यास जून १९२५ त पाठविलें. नंतर ३ महिन्यांतच वांचणारा अगर बोलणारा गुजराथीमध्यें अधिकाधिक जितक्या जलदीनें वाचूं अगर बोलूं शकेल तितक्या जलदीनें म्हणजे दर-मिनिटास १५० शब्द लिहिण्यापर्यंत आमची मजल गेली. नंतर ३ महिन्यांत मराठी व हिंदी भाषणें-हि आम्हांस बिनचूक घेतां यऊं लागलीं.



D. A. Patiwale.
9/9/26.

[ रुपांतराकरितां पृष्ठ ७७ वरील मराठी [illegible] मजकूर पहा. ]

# हिन्दी

अव मैं आप लोगोंका ध्यान उस विषयकी ओर आकृष्ट करता हूं, जिसके लिये मैं इङ्ग्लैण्ड बुलाया गया था। मैंने प्रधानमंत्री तथा केबिनेटके सामने भारतकी स्थिती पेश की थी। भारत सचिवसे मेरी बातचीत हुई। उन्होंने भारतके सम्बन्धमें पार्लियामेंटमें जो व्याख्यान दिया था, उसे पार्लियामेंटके सदस्य पूर्णतः सहमत हुये। कामन्स सभामें कुछ विरोध होनेके बाद सभी राजनीतिक दलवाले इसी निर्णयपर पहुंचे, कि १९१६ इ. की घोषणाके अनुसार भारतको क्रमशः औपनिवेशिक अधिकारकी ओर बढना होगा। पहले भारतीयोंको वर्तमान सुधार अेक्टको, यद्यपि अपूर्ण है यथा शक्ति अधिकारियोंसे सहयोग कर, सफल बनानेका प्रयत्न करना चाहिये। मुझे यह देखखर बहुत निराश होना पडा, कि भारतवर्षके प्रायः सभी राजनीतिक पुरुषोंने भारत सचिवकी घोषणाका तीव्र विरोध किया। जो हो, किन्तु इङ्ग्लैण्डके प्रायः सभी दलवाले कुछ भी परिवर्तन नहीं हो सकता।

—लॉर्ड रीडिंग

**शीघ्र-लिपि**

# ENGLISH

## Babu Surendranath Banerjea's Speech

### THE WORK BEFORE US.

**AT THE LONDON INDIAN UNION'S RECEPTION**

I accept the title of "The father of unrest in India" which Mr. Mullick has conferred upon me. I am, in no way, ashamed of the part I have played in the development of Indian public life or of the fact that I have communicated to the students the impulses of nationality. Unrest means awakened intelligence and public spirit. All who work for the good of mankind appeal to the young as the most likely to receive their message and I am glad and proud that my teachings are held to have produced a profound influence upon the public mind of Bengal. For this, however, I have in a great measure to thank the authorities who sent me to jail in 1883 and who thereby gave an unparalleled stimulus to the national sentiment. I am not going to forget the partition. That is our greatest grievance, the most serious blunder committed by the Government. I have no hesitation in saying that so long as the partition is not modified, the unrest would continue. The special correspondent of the *Times* in India said, only the day-before, that the rest of India did not care two straws for the partition.

Here are present this evening the representatives of the whole of India and I appeal to you to say yes or no to that enquiry. Of course, you do; and so does the Indian National Congress. This body, representative of all India, has year after year recorded strong resolutions condemning the partition and recommending its modification. I recognise the fact that I and other popular representatives are going down the vale of years and that the great trust of leading the public mind of India would fall upon those I see before me. It behoves you all to qualify yourselves for that trust by discipline, by right-doing, by self-consecration, by the virtue of self-sacrifice. Above all, you must set your faces resolutely against lawlessness and violence. Within the limits of the law you have the amplest latitude of action and if you skilfully and earnestly use those powers the regeneration of our country is only a question of time. For my part, I have great faith in the destinies of my native land, which I am convinced would again take a proud place among the nations of the East. But all depends upon you and upon those high moral qualities which are so essential to national well-being and greatness.

---



آج ہم ایک ایسے مہتم بالشان مسئلہ پر غور و خوض کرنے کے لئے جمع ہوئے ہیں۔ جو ہماری قوم کے لئے نہایت ضروری ہے۔ اور اسکا حل حقیقتہً ہماری اس قابلیت پر دال ہوگا۔ کہ ہم اپنے سلف کے شاندار کارناموں کا اہل بنتے ہوئے روشن خیال قوم کی حیثیت سے اپنی جائز جگہ لینے کے کہاں تک حقدار ہیں۔ جو مسئلہ ہمارے پیش نظر ہے وہ اس قدر وسیع ہے۔ کہ گہرا اور جامع مطالعہ کرنے پر بھی ہم اسکے تمام پہلوؤں پر غور نہیں کر سکتے۔ لیکن اسکے معنی یہ نہیں ہیں کہ کام کی وسعت کو دیکھ کر ہم ڈر جائیں یا بددل ہو کے رہ جائیں اور مناسب اور پسندیدہ طریقے سے اسکا حل کرنے سے گریز کریں۔ یہ بات ایک مسلم حقیقت سی ہو گئی ہے۔ کہ ہماری قوم تعلیمی میدان میں بہت پست ہے۔ اعداد میں ہوشیاری کے ساتھ توڑ موڑ کر کے بعض اوقات یہ دکھانے کی کوششیں کیجاتی ہیں کہ تعلیمی لحاظ سے ہم نے اتنی ترقی کر لی ہے۔ کہ ہمارا تعلیمیافتہ جماعتوں میں شمار ہونے لگ گیا ہے۔ ہمارے لئے یہ امر موجب مسرت و طمانیت ہوتا اگر ہم یہ جانتے کہ ہم پستی کے دور میں سے نکل گئے ہیں۔





# PLEASE REMEMBER

that, in reporting speeches deliverd in any Indian Vernacular,

( a ) the MAXIMUM SPEED required is 160 words a minute, which is equivalent to about 250 words a minute in English;

( b ) the MAXIMUM SPEED *achieved* after a continuous study of the old systems, and actual practice in reporting *for 10 to 12 years, is 110 to 120 words a minute.* But accuracy was much less guaranteed, outlines were unintelligible after the lapse of a day or so: hence Courts of Justice did not accept it as evidence;

( c ) the *speed obtained* by students of Bendrey's 'Sheeghra Dhwani Lekhan-Paddhati' ( theory and Practice ) *in less than SIX MONTHS is above 140 words a minute.* Accuracy is guaranteed, and any lapse of time can never make the outlines unintelligible.

## OPINIONS

J. G. COVERNTON, Esquire, C. I. E., I.E.S. (The then Director of Public Instruction, Bombay Presidency ):-"......... I am sure that the book will be *very useful* to all who wish to practise Shorthand in the Vernacular, as vernacular makes its way as the medium of expression for the Legislative Assembly and other public bodies, as well as for general meetings and ordinary business, vernacular stenography will come more and more into demand and *your books should supply a real want.* I sincerely trust that *the care and pains you have lavished on the production will be fully repaid*......... ........." 28-6-1922.

( While " *recommending* " the system in its manuscript form *to the Government of India* ) "......... its *aim seems to me a sound one* while *the methods appear both simple and practical* ......... ".

J. A. GUIDER, Esquire, C. I. E., I.P.S.. etc. ( The then Deputy Inspector-General of Police, C. I. D., Bombay Presidency ):- " after consulting his vernacular shorthand reporters " says "......your attempt is commendable...... "

K. S. VAKIL, Esquire, M. Ed. (Leeds), I. E. S., Educational Inspector, Northern Division, Ahmedabad:-" I have a great pleasure in testifying to the satisfactory work produced by the nwo Naib Fauzdars deputed by the Baroda State *for training in the system of Gujarati Shorthand*

devised by Mr. V. S. Bendrey of Poona. *At my examination held at Poona on August 12th, they showed not only sufficient speed ( of about 125 words a minute ) in Shorthand writing to dictation but also in unravelling their shorthand script and rewriting the passages dictated in the ordinary Gujarati script.* I have therefore *no hesitation in recommending Mr. Bendrey's system of Gujarati shorthand* to the favourable attention of Gujarati newspaper offices, of District Local Boards and Municipalities which record their proceedings in Gujarati, and of all other offices and institutions which are concerned in the use of Gujarati shorthand. "—27-8-1925.

THE COMMISSIONER OF EDUCATION. Baroda State:– "...... His Excellency the Devan Saheb has *ordered* that *Marathi and Gujarati stenography should be taught after your method* in the Kala Bhavan Commercial Classes ........... Your book on Marathi Stenography has been *sanctioned* as a *Prize* Book *and for school libraries......*"—2-4-1923.

Dr. R. P. PARANJPYE, M.A., B. Sc., etc.(The then Minister of Education, Bombay Presidency):-"......your attempt is *sure to prove very useful in these days* of democracy when public speaking is much more necessary than heretofore. There are many openings for competent shorthand writers in the vernacular *and your work will prove of great help* to them in acquiring the requisite knowledge of the art. For practical proficiency a good deal of careful practice is necessary as you so rigidly insist upon." — 9-9-1922.

*A Prize of Rs. 75* was awarded by the *Deccan Vernacular Translation Society, Poona.*

*Another Prize of Rs. 50* was awarded by the *Marathi Granthottejak Mandali, Indore.*

The Marathi book has been *sanctioned* as a *Library book for Secondary and Training Institutions in the Bombay Presidency.*

The Marathi book has been *sanctioned as a Prize and Library book for Primary, Middle, High, and Normal schools in the Central Provinces and Berars.*

The Marathi book was liberally *patronised by Kolhapur and other Maratha Native States.*

# REVIEWS

## ENGLISH

MODERN REVIEW [ Calcutta ]:— August 1922. " ...... This nicely got up book ...... He aims at adopting his system for vernaculars of India, and *judging from what he has done for Marathi language, we have no doubt of his success* ...... Marathi Paddhati ...... appears to have been *soundly developed in connection with the peculiar psychology* of the Marathi language. It is *simple* and can be *mastered by men of general erudition.* The signs of phonography shall *afford great facility to speed,* as is the case with the Modi characters ......We *commend* this system to the notice of the Bombay Government and urge upon them the necessity of eradicating the evil of nonsensical police reports which have foiled many a prosecution of late ...... "

THE MAHRATTA ( Poona ) 6th August, 1922:-" ...... *supplies a great want* ...... The book *has simplified the whole process* and ensures correct reporting. We *recommend* it to all interested in the subject ...... "

THE BOMBAY CHRONICLE (Bombay) 13th and 14th August, 1922:— " This is an *admirable attempt in the original direction*......the present one ( system ) is built upon a principle which takes into account the common factors of the vernaculars, so that *one who knows one or more vernaculars could with little extra effort, write in shorthand in each one of them* ...... The chief merit of this system is that the joined vowel principle, i. e. starting with vowels and consonants right from the beginning so that there is nothing to unlearn in the end, is adopted ...... ".

## HINDI.

Bharat Mitra Calcutta ) 21st June, 1922.

## MARATHI.

Prabodhan of 16th May, 1922, ( 2 ) Chitramaya Jagat of May, 1922, ( 3 ) Indu-Prakasha of 3rd June, 1922, ( 4 ) Shri Sayajee Vijaya of 4th June, 1922, ( 5 ) Kesari of 6th June, 1922, ( 6 ) Lokasangraha of 12th June, 1922, ( 7 ) Swarajya of 15th June, 1922, ( 8 ) Rashtra Veer of 25th June, 1922, ( 9 ) Jagriti of 22nd July, 1922, (10) Dnyan-Prakasha of 1st August, 1922, ( 11 ) Bharat Mitra of Goa of 8th August, 1922, ( 12 ) Vijayee Maratha of 7 August, 1922, (18) Maharashtra of 27th September, 1922, etc. etc. *have all reviewed the situation quite at length and recommended the system both to the Government and the public in eulogistic terms.*

